# સુરસાશિ (દેવચંદ) કૃત

જૈનધર્મના સર્વ શોખીલા સજ્જનોને

વાસ્તે.

સુધ્ધ કરી છપાવી પ્રસિધ્ધ કરનાર.

સાંકળચંદ માહાસુખરામ.

તથા.

મગનલાલ મનસુખરામ



## અમદાવાદ.


માણેકચોક આગળ કાગદી ઓળના સામે.

શા. હીરાભાઇ પુંજાસાના મકાનમાં

"ચંદ્રોદય" પ્રેસમાં.

काळीदास सांकळचंदे छाप्युं

સંવત ૧૯૩૧ સન ૧૮૭૪.

કીંમત રૂ૦—૮—૦

# સુરસશિ (દેવચંદ) કૃત.

## (ચોવીશીનાં સ્તવનો.)

### ૧ શ્રી રીખબદેવ સ્વામીનુ

"માતા ત્રીસલા ઝૂલાવે પુત્ર પારણે. એ દેશી."

પેહેલા તીરથંકર શ્રી રિખભ જીણંદ જુવારીએ, ગુરૂ શ્રી
રૂપવિજયને ચરણે નામું શીશ; મુજ બુધ્ધિ પ્રમાણે ગુણ તે
પ્રભુજીના કહુ, તેમાં કવીજન સારવે કોઇ ન કરશો રીશ.
પેહેલા૦ ૧ એકસો સીતેર ઠાણાં પ્રભુજીનાં કહ્યાં, તે ગ-
ણેથી બાવીશ ઠાણું કહુ આજ; અગણીત રસ પીશે જે ન-
રનારી ઉછરંગથી; થાશે મોક્ષગામીને સરસે સઘળાં કાજ.
પેહેલા૦ ૨ માતા પીતા કુળ નગરી કાયાને વળી આવખુ, લં
છન ગણધર સાધુ સાધવી કહીએ સાર; શ્રાવક શ્રાવીકાને
દિક્ષા કયારે આદરી, ચઉ નાણ કેવળ ને મોક્ષ ગયા નીર
ધાર. પે૦ ૩ નાભી રાજાપીતાને મારૂદેવા કુખથી, કુળ ઇક્ષાંગ
શરીરનો સોવન સરખો વાન; નગરી અજોધ્યા લાખ ચોરા
સી પુરવનું આવખુ, વૃખભ લંછન કાયા ધનુષ પાંચસે
માન. પેહેલા૦ ૪ ગણધર ચોરાસી સાધુ ચોરાશી હજા-
ર છે, ત્રણ લાખ સાધવી શ્રાવક ત્રણ લાખ પાંચ હજાર;
પાંચ લાખ ચોપન હજાર કહી તે સુપવૃત્ત શ્રાવીકા, પ્રભુ-

જી સાથે ચાર હજાર થયા અણગાર. પેહેલા૦ ૫ તેત્રીસ સાગરોપમનું સ્વારથ સીધનું આવખુ, ભોગવી અશાડ વદી ચોથે ગયા ગર્ભ સાર; ચૈતર વદ આઠમને ઉત્રાખડાને દીને, પ્રભુજી જનમ્યા તેથી થયો તે જયજયકાર. પેહેલા૦ ૬ ચૈતર વદ આઠમે પ્રભુજીએ દિક્ષા ગ્રહી, ફાગણ વદ અગીઆરશે કેવળ પામ્યા સાર; અષ્ટાપદ ગીરિ ઉપર માહાવદ તેરશને દીને, સુરશશીનો વાહાલો વરીયા શીવવધુ નાર. પેહેલા૦ ૭

## ૨. શ્રી અજીતનાથ સ્વામીનું.

### રાગ ઉપર પ્રમાણે.

બીજા અજીતનાથ પ્રભુજીને ચરણે નમું, જીતશત્રુ રાજા વીજીઆ રાણીના પુત્ર; કુળ ઇક્ષાંગ અજોધ્યા કેરા રાજવી, હીમ વરણ તનું દીશે શોભા બહુ ધરસુત્ર. બીજા૦ ૧ બોહતેર લાખ પુરવ વર્ષ પ્રભુજી કેરૂ આવખુ; ઉંચી કાયા ધનુષ સાડા ચારસે જાણ; ગજનું લંછન ગણધર પંચાણું સુત્રે કહ્યા, સુધા સાધુ કહીએ એક લાખ પરીમાણ. બીજા૦ ૨ સાધવી ત્રણ લાખને ત્રીસ હજાર કહી ખરી; શ્રાવક બે લાખને અઠાણું હજાર, શ્રાવીકા પાંચ લાખ પીસ્તાળી હજાર સોહામણી; એક હજાર સંગાથે લીધો સંજમ ભાર. બીજા૦ ૩ તેત્રીસ સાગરોપમનું પ્રભુજી ભોગવી આવખુ, વીજય વીમાનથકી તે ચવી આવ્યા ગર્ભમાંહ; વઇશાખ

શુદ તેરસને ચોધડીઉ રળીઆમણું,માહાશુદ આઠમ રોહ· ણી પ્રભુજી જનમ્યા ત્યાંહ. બીજા૦ ૪ દીક્ષા માહાસુદ નો- મે લીધી બહુ ઉછરંગથી; કેવળ પોશશુદ અગીઆરશે શી· ધાં કાજ, ચેતર શુદ પાંચમે સમતશીખરગીરી ઉપરે, સુ રસશીનો વાહ્લો મોક્ષ ગયા માહારાજ બીજા૦ પ

## ૩ શ્રી સંભવનાથ સ્વામીનું.

રાગ ઉપર પ્રમાણે.

ત્રીજા સંભવ જીનવર જાણો સુખ દાતાર છે, જીતારી રા- જા સેનારાણી સુત ભાણ; મીથ્યા અંધકારને મીટાડે એક સેહેજમાં, પુરવ સાઠ લાખનો આવરદા પરીમાણ. ત્રી૦ ૧ ધનુષ ચારસે કહીએ સોવન પ્રભુજીની દેહડી, કુળ ઇ- ક્ષાંગ ને અસ્વ લંછન શોભે સાર; નયરી સાવથી શોભેરે બહુ શીરોમણી, એકસોને બે કહીએ પ્રભુજીના ગણધાર. ત્રી૦ ૨ સાધુ બે લાખ તે બુદ્ધિ બળથી આગળા, સાધવી ત્રણ લાખને છત્રીસ હજાર કહેવાય, શ્રાવક બે લાખને તાણું હજાર સોહામણા, વ્રતધારીને સીયળવંતા મહી સો- હાય. ત્રી૦ ૩ શ્રાવીકા છ લાખને છત્રીસ હજાર કહી ખ- રી; સમકીતધારી કહીએ શીયળવંત શીરદાર; તેને નીત નીત પ્રતે હોજો મારી વંદણા, પ્રભુજી સાથે લીધી દીક્ષા એક હજાર. ત્રી૦ ૪ સાગ્રોપમ ઓગણીસ સાતમી ગ્રી· વેકતીકનું આવખું, માગશી ફાગણ સુદી આઠમે ગર્ભા-

વાસ; માગશર સુદ ચઉદશી મગશીર નક્ષેતર ભલે, પ્રભુજી જનમ્યા તેથી પહોંચ્યાસ ઉનીઆશ. ત્રી૦ ૫ માગશર સુદી પુનમ દીન પંચમહાવ્રત ઉચરી, કારતગ વદ પાંચમે પામ્યા કેવળનાણ; ચઇતર સુદ પાંચમે પ્રભુજી શીવ નારી વરયા, સુરસશી કહે સમતશીખર ગીરપર મંડાણ. ત્રી૦ ૬

## ૪. શ્રી અભીનંદન સ્વામીનું.

રાગ ઉપર પ્રમાણે.

ચોથા અભીનંદન પ્રભુને માગી વંદણા, રોજ્ને એકવીપળક માં કોટીક કોટીક વાર; સવગી રાજા ને શીધારથ રાણીનો કહું, સાંભળ સાંભળજ્ને ધન્ન એઉનો અવતાર. ચોથા૦ ૧ નગરી અજોધ્યા પુરવ લાખ પચાસનું આઉખું, સાડા ત્રણસે ધનુશ સોવનવાન શરીર. કપીનું લંછન ગણધર એકસો સોળ સોહામણા, સાધુ ત્રણ લાખ તે ગુણસાગર ગંભીર. ચોથા૦ ૨ છ લાખનેકહીએ છત્રીશ હજાર તે સાધવી, શ્રાવક બે લાખને ઇઠાશી હજાર; શ્રાવીકા સતાવીશ હજાર વળી પાંચ લાખ છે, એક હજારે દીક્ષા પ્રભુજીથી અણગાર. ચોથા૦૩ જયંતીવીમાન થકી તે પ્રભુજી ભોગવી આવખુ, તે ત્રીસ સાગ્રોપમનું ચવી આવ્યા ગર્ભવાસ, વૈશાખ સુદ ચોથે તે ચવન કલ્યાંણક જાણવું; માહાસુદ બીજને પુનરવસુ નક્ષતર તાસ. ચો૦ ૪ જન્મ્યા જનમ કલ્યાંણક ઈંદ્ર સુર ઓછવ કરે, પછી રાજધાનીમાં મંગળ વરતાય;

નાના વીધના ભોગ ભોગવી રાણું ઓળખ્યું, માહાસુદ બા રશને લીવશે પ્રભુજી એ દીક્ષાય. ચોથા. ૫ કહીએ પાસને સુદની ચતુરદશી રળીયામણી, તે દીન પ્રભુજી પામ્યા નીરમળ કેવળનાંણ; ચીરંચનાંતે પ્રભુજી સમતશીખર પર આવીયા, બહુ જીવનાં કરી કોડ કોડ કલ્યાંણ. ચો. ૬ પ્રભુજીએ શીવવ ધુને સનમુખ આણું ગોકલ્યું, લગન ગળ્યુંછે માટે વરવાનું એમ સાથ; સુરસશીનો વાહ્લો સ્વયંવર તોરણ ચઢ્યા, ગહુ રત સુદ વઇશાખની આઠમે પકડ્યો હાથ. ચો ૭

## ૫. શ્રી સુમતીનાથ સ્વામીનું.

હાંરેમારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો. એ દેશી.

હાંરેમારે સુમતીનાથ મેઘરથ રાજાના પુત્રજો: સોમંગળા માતાની કુખે અવતરયારે લોલ. હાંરેમારે નયરી અજોધ્યા કુળ ઇક્ષાંગ કહે સુત્રજો; ચાળીસ લાખ પુરવ આયુ લખ્ખે કરયારે લોલ. ૧ હાંરેમારે ધનુષ ત્રણસેં સોવન સરખી કાય જો, કઉચક લંછન સો ગણધર સોહ્યામણાંરે લોલ, હાંરેમારે ત્રણ લાખ વીસ હજાર સાધુ કેહેવાય જો, પાંચ લાખ તીસ હજાર સાધવી નહીં મણારે લોલ. ૨ હાંરેમારે બે લાખને એકાશી હજાર તે કહીએ જો, સુધારે શ્રાવક તે પુસ્તકે ચડ્યારે લોલ. હાંરેમારે પાંચ લાખને સોળ હજાર તે બહીએ જો, શીયળ સલુણી શ્રેણીથી સ્વર્ગે આઠાંરે લોલ. ૩ હાંરેમારે જયંતીવીમાનનું સાગરોપમ તે-

ત્રીસ જો, આવરદા ભોગવતા સુધી ત્યાં રહ્યારે લોલ; હાંરેમારે શ્રાવણ સુદની બીજે પ્રભુ જુગદીશ જો, સુભ મહુરત દીન જાણી ગર્ભે ઉદે થયારે લોલ. ૪ હાંરેમારે વેશાખ સુદની આઠમે જનમ્યા જુગ ભાણજો, વૈશાખ સુદની નોમે પ્રભુ દીક્ષા લીએરે લોલ; હાંરેમારે ચઇતર સુદી અગીયારશે પામ્યા નાણજો,વીચરંતા તીહાં બહુ જણને મુગતી દીએરે લોલ. ૫ હાંરેમારે સમતસીખર ગીરી ઉપર અંતર જાગી જો, ચઇતર સુદની નોમ તીહાં આવી રહીરે લોલ; હાંરે મારે સુરસશી કહે સીવવધુ આવી સામી જો, પ્રભુને કરે ઝાલીને ત્યાંથી લઇ ગઇરે લોલ. ૬

## ૬. શ્રી પદમપ્રભુનું.

### રાગ ઉપર પ્રમાણે.

હાંરેમારે પદમ પ્રભુજી જુગતારણ જુગદીશ જો, ચંદ્રારથરાજાના પુત્ર શીરોમણીરે લોલ; હાંરેમારે સુશીમા રાણી કેરી પોહોતી જગીશ જો, કઉસંબી નયરી પ્રભુ શોભે દીનમણીરે લોલ. હાંરે. ૧ હાંરેમારે રાતુ વરણને ધનુષ અઢીસેં માન જો, તીસ લાખ પુરવ આયુ પ્રભુજી તણુંરે લોલ; હાંરેમારે પ્રભુના ગણધર એકસો સાત સુજાણ જો, પદમ કમળનું લંછન તે શોભે ઘણુંરે લોલ; હાંરેમારે ત્રણ લાખને સાધુતીસ હજાર જો, ચાર લાખને તીસ હજાર વ્રતધારીકારે લોલ; હાંરેમારે બે લાખ ને છોતેર હજાર

ધરખારી જો, પાચ લાખને પાંચ હજાર કહી શ્રાવીકારે લાલ. ૩ હાંરેમારે નવગ્રીવેકે સાગ્રોપમ એકતીસ જો, ગાહા વદ છઠે ચવીને ગર્ભ પધારીયારે લાલ; હાંરેમારે કારતગ વદ બારશે ચીત્રા નગીશ જો, પ્રભુનો જનમ થયો તે રંગ વધાવીયારે લાલ. ૪ હાંરેમારે કારતગ વદ તેરશે દીક્ષા શોહાય જો, પ્રભુજીની સંગાથે મુની સેંહસ કહયારે લાલ; હાંરેમારે વંસ વધારણ કુળઇક્ષાંગ કહાય જો, જે-હના કુળમાં તીર્થંકર બાવીસ થયારે લાલ. ૫ હાંરેમારે ચૈતર સુદની પુનમ કેવળ પામ્યા જો, સમતશીખરને માગશર વદ એકાદસીરે લાલ, હાંરેમારે પ્રભુ મોક્ષે ગયા તે જનમ મરણ દુખ વામ્યા જો, સુરસશીના વાલા આવાં જુઓ હશીરે લાલ. ૬

## ૭ શ્રી સુપાસ સ્વામીનું.

રાગ ઉપર પ્રમાણે.

હાંરેમારે શ્રી સુપાસજીન પુરણ પુરણા નંદજો, સુપ્રતીસ્ટરાજા પીતા છે તેહનારે લાલ, હાંરેમારે પ્રથવી રાણી માતા કુખે ચંદ જો, કુળ ઇક્ષાંગ કહુ તે ગુણ બહુ એહનારે લાલ .૧ હાંરેમારે સ્વતીક લંછન શોભે પ્રભુને પાય જો, બસેં ધનુષ પ્રમાણે પ્રભુજીની દેહડીરે લાલ; હાંરેમારે વણારશી નયરી કહીએ સુખ દાય જો; ઇંદ્રપુરીની કહીયે જેમ સાહેલડીરે લાલ. ૨ હાંરેમારે વીશ લાખ પુ-

રય પ્રભુ આવરદાપજો, પંચાણું ગણધર તે પ્રભુને જાણજોરે લાલ; હાંરેમારે ત્રણ લાખ સાધુ શમરે સુખ પાપજો, પ્રભુ વાણી અમૃત પીએ સુખ માણવારે લાલ. ૩ હાંરેમારે પંચમહાવ્રત આભુષણ અંગ પહેરી જો, ચાર લાખ ને તીસ હજાર તે સાહુણીરે લાલ; હાંરે મારે સેંકડેશ સતાવન બે લાખ શ્રાવક લહીએ જો, પ્રભુ કૃપા તેણે કરી થયા બહુ ગુણીરે લાલ. ૪ હાંરેમારે સેંકડેસ સતાણું ને વળી ઉપર લાખ ચાર જો, શ્રાવીકા ગુણ ધારી પેટી રત્નનીરે લાલ; હાંરેમારે પ્રભુજી સાથે દીક્ષા એક હજાર જો, શંજમને અજુઆળે બહુ જતને કરીરે લાલ; હાંરેમારે છઠી ગ્રીવેકથીકે પ્રભુ અવતારી જો, સાગ્રોપમ અઠાવીસનું ત્યાં આઉખુરે લાલ; હાંરેમારે ભાદરવા વદ આઠમે ગર્ભ સુખકારી જો, નામ તણી દીવસ તે જુગતાથી લખુરે લાલ; હાંરેમારે જેઠ સુદ બારશ વઇશાખાનો જોગ જો, પ્રભુ જનમ્યાના નોબત વાજે છંદમાંરે લાલ; હાંરેમારે રાજકાજ અધીકાર ભોગવી ભોગ જો; જેઠ સુદની તેરશે બહુ ઉછરંગમાંરે લાલ; હાંરેમારે તે દીન દીક્ષા લે પ્રભુ અંતરજામી જો, ફાગણ વદની છઠે કેવળ આવીયુંરે લાલ, હારેમારે પૃથવી પાવન કરતા જય બોહોનામી જો, સમતશીખરના ઉપર મન ઠરાવીયુંરે લાલ. ૮ હાંરેમારે ફાગણ વદ સાતમે શીવ સુંદરીને જો, વરવાને માટે પ્રભુજી તીહાં ગયારે લાલ;

હાંરેમારે કહે સુરસશી હું વંદુ પ્રેમ ધરીને જો, પણ નવી આવ્યા નાપ નમેરા થઈ રહ્યારે. લાલ. ૯

## ૮ શ્રી ચંદ્ર પ્રભુનું.

રાગ ઉપર પ્રમાણે

હાંરેમારે ચંદ્રપ્રભુ મહાસેન રાજા કુળ ભાણ જો, લક્ષમણા રાણીના કુખે આવીયારે લાલ; હાંરેમારે ચંદ્રપૂર નયરી શુભ ચતુરસુજાણ જો, શશી લંછનને તેજે ઉજળ લાવીયારે લાલ. ૧ હાંરેમારે દસ લાખ પુરવ વર્ષ પ્રભુનાં જાણો જો, ડોઢસો ધનુષની દેહ અતી રલીયાગણીરે લાલ; હાંરેમારે બે લાખ સાઠ હજાર સાધુ પરિમાણ જો, ગણધરરે તાણું તે પાલે દીનમણીરે લાલ. ૨ હાંરેમારે એંશી હજારને વળી કહીએ ત્રણ લાખ જો, સાધવી રત્ન ચંતામણી વ્રતને સાચવેરે લાલ; હાંરેમારે બે લાખ પચાસ હજારની સાખ જો, સુત્ર કહે શ્રાવક ચળાવ્યા નવી ચળેરે લાલ. ૩ હાંરેમારે ચાર લાખ એકાણું સેંહેસ ગુણ ખાણી જો, શ્રાવીકા સુધ શીયળ હીંચોળે હીંચતારે લાલ; હાંરેમારે પ્રભુ સંગાથે સહેસ એક દીક્ષા જાણ જો, પ્રભુ મુખ અમ્રીત રસ જગતમાં સીંચતારે લાલ. ૪ હાંરેમારે જયંતી વીમાનથી ચવી આવ્યા પ્રભુ તાસ જો, તેત્રીસ સાગરોપમનુ આઉખુ લાગવીરે લાલ; હાંરેમારે ચૈતર વદ પાંચમે આવ્યા ગર્ભવાસ જો નવ મહીનાને સાત દીવશની લાગવીરે લાલ ૫

હાંરેમારે પોશ વદ બારશે અનુરાધાનો જોગ જો, પ્રભુ જનમ્યાનો ઓછવ ધણ વધામણીરે લોલ; હાંરેમારે પોશ વદ તેરશે દીક્ષા પ્રયોગ જો, ફાગણ વદ સાતમે નાણ શીરોમણીરે લોલ ૬ હાંરેમારે સંમતશીખરગીરી ઉપર અંડપ ધાસી જો, ભાદરવા વદ સાતમે શીવરમણી વરવારે લોલ; હાંરે પ્રભુ સુરસથી કહે શીવ વહુનો કર ઝાલી જો, જાનૈયા સહુ આપ સમોવડ તે કરવારે લોલ. ૭

૯ શ્રી સુવધીનાથનું.

શ્રી શ્રી આંસ ફીરયા કરો. એ દેશી.

નવમા પ્રભુજીને વંદણા. આંકણી. શ્રી સુવધીજીન ના પડે, પુફદંત બીજુરે નામ; સુગ્રીવ રાજા પીતા સહી, રામા રાણી ગુણ ધામ. નવમા ૧ કાકંદી નયરી ભલી પ્રભુજી વશીયારે તેહ; બે લાખ પુરવનું આઉખુ, એકશો ધનુષની દેહ. નવમા. ૨ ઉજલ વરણને શોભતુ, લંછન મઘરનું સાર; લાખ બે સાધુરે જાણવા, ઇઠાશી ગણધાર. નવમા. ૩ ત્રણ લાખને વળી ઉપર, સાધવી વીશ હજાર; સંઘ ઇકોતેર ચાર લાખ છે, કહી સુધ શ્રાવીકા નાર. ન. ૪ શ્રાવક લાખ બે કહીએ ભલા, ઉંસ ઓગણ ત્રીસહજાર; પ્રભુ સાથે દીક્ષા લીએ, એક હજાર પરીવાર. નવ. ૫ નવમુ આણત દેવલોકથી, પ્રભુજી ચવીયારે તાસ, સાગરોપમ ઓગણીશનું. પરણ લાખની આય. નવમા. ૬ નો

૬. ફાગણ માસની, ગર્ભે આવ્યા વદ સાર; માગસર વદ પાંચમે મુળમાં, જનમ્યા જગત આધાર. નવમા. ૭ વદછઠ માગશીર માસની, દીક્ષા લીધી જીનરાજ; કેવળ કારતક સુદ ત્રીજનું, ફળીયા મનોરથ કાજ. નવમા. ૮ સમતશીખર ગીરી ઉપર, સુરસશીનોરે સ્વામ; શીવરમણીએરે ભોળ-વા, ભાદરવા સુદ નોમ. નવમા. ૯

## ૧૦ સીતલનાથનું.

રાગ ઉપર પ્રમાણે.

દસમા સીતળ જીન વંદીએ. દ્રઢરથરે રાજા પીતા, નંદ રાણી તસ માય; નયરી ભદલપુર જેહની, કુળ ઇક્ષ્વા-ગ કહાય. દસ. ૧ એક લાખ પુરવનું આઉખુ, નેવું ધનુષ-નીરે કાય; ગણધર એકાસી જાણવા, વછ લંછનરે સોહાય. દસ. ૨ એક લાખ સાધુ પ્રભુને કહ્યા, ઉપર છ સાધવી જાણ; શ્રાવક બે લાખ ઉપર, દીઠેસ નવ્યાશી પરીમાણ. દ. ૩ સંસ બઠાવન ઉપર, શ્રાવીકા લખ ચાર; પ્રભુજીની સાથે દીક્ષા લીધી, મુનીવર એક હજાર. દસ. ૪ દસમું દેવલોક જાણવું, પ્રાણત જેહનું નામ; તેહનું કહીએરે આઉખુ, વીશ સાગરોપમ ઠામ, દસ. ૫ ભોગવી ત્યાંથી પ્રભુ ચવ્યા, વૈશાખ વદ છઠ જાણ; નવ મસવાડાને ઓ દીને, કહું હવે જન્મ કલ્યાણ. દસ. ૬ મહા વદ બારસને વળી, પુરવાસાઢા કહેવાય; સુર બહુ સાથે છંદ તે, મેરૂ શીખર જઈ જાય

કમ. ૭ અનુક્રમે અીઆરે લોગવી, માહા વદ બારસે દી-
ક્ષાય; પોસ તે વદની અતુરદશી, પ્રભુજી કેવળી થાય. ક. ૮
સમતશીખરગીરી ઉપરે, મોક્ષે ગયા માહરાજ; વઈસાખ
વદની બીજે દીને, ફળીયા મનોરથ કાજ. કસમા. ૯. શ્રી
વસુંદરી વર આળની, મળીયો સુરસથીનાથ, લટકે મુખ
રૂ લોભાવીને; લઈગઈ પકડીને હાથ. કસમા. ૧૦

## ૧૧ શ્રી અંશનાથ સ્વામીનું

### રાગ ઉપર પ્રમાણે.

શ્રીશ્રી અંસ જીરપા કરો. સીંહપુર નગરના રાજવી, એંસી-
ધનુષની દેહ; લાખ ચોરાશી વરશ આઉખુ પ્રભુનું કહીએરે તેહ.
શ્રી. ૧ સોવન વાન પ્રભુ દીપતા, લંછન ખડગી કહાય, વીશ્નુ રા-
જા પીતા સહી; વીશ્નુ રાણીરે માય. શ્રી ૨ સંસ ચોરાસી સાધુ
કહ્યા, છોતેર ગણધર ગુણ જાણ; સાધુણી એક લાખ ઉપરે, સેં-
રા ત્રણ પરીમાણ. શ્રી. ૩ બે લાખ શ્રાવક ઉપરે, વળી અંગણા
શી હજાર; સેહેસ અડતાળીસ જાણવી, શ્રાવીકા લખ ચાર.
શ્રી. ૪ બાવીસ સાગ્રોપમ તણું, આઉખુ લોગવી ત્યાંહ; અ-
ચુત દેવલોક બારમે, જેઠ વદ છઠે ગર્ભ માય. શ્રી. ૫ શ્રા-
વણ તે ફાગણ વદ બારશી, પ્રભુ જન્મ્યા સુખદાય;
ઘેર ઘેર આણંદ વધામણા, માનુની મંગળ ગાય. શ્રી. ૬
ફાગણ વદની તેરસે, દીક્ષા ચતુર સુજાણ; માહા વદ પુરણ
આવમી, પ્રભુને કેવળ નાણ. શ્રી. ૭ સમતશીખરગીરી

ઉપર, પ્રભુજી મોક્ષેરે જાય; બીજ તે શ્રાવણ માસના, વ૦ માં પધારે વીતરાય. શ્રી. ૮ એ ગીરી પીવર તે જાણવો, નીસે સીવ વધુ નાર; સુરસથી જાય વારણે, દીનમાં કોટીક વાર. શ્રીશ્રી આંસ. ૯

## ૧૨ શ્રી વાસપુજ સ્વામીનું

રાગ ઉપર પ્રમાણે.

બારમા પ્રભુને જુગતે નમુ. આંકણી. બારમા શ્રી વાસુપુજજી, વસુપુજ રાજા કુળ ભાણ; જાયા રાણીએ જનમીયા, પ્રભુજી ચતુર સુજાણ. બા. ૧ ઈંદ્રપુરીની સાહેલડી, ચંપાનગરી કહાય; પ્રભુજી તીહાંરે ક્રીડા કરે, રાતુ વરણ શોહાય. બા. ૨ બોહોતેર લાખ વરસ આઉખુ, શીતેર ધનુષની કાય; છાસટ ગણધર ગુણે ભરયા, લંછન મહીષી સોહાય. બા. ૩ એક લાખ કહીએરે સાધવી, સાધુ બોહોતેર હજાર; સેંસ પંદર લખ હોયછે, સુધા શ્રાવક નીરધાર. બા. ૪ છત્રી હજાર કહી શ્રાવીકા, ઉપર કહીએ લખ ચાર; પ્રભુજી સાથે દીક્ષા લીએ, છસેં મુની અણગાર. બા. ૫ દસમા પ્રાણત દેવલોકથી, વીસ સાગ્રોપમ સ્થાન; લાભની ગર્ભે પધારીયા, જેઠ તે સુદની નોમ. બા. ૬ ફાગણ વદ ચઉદસે સતભીસા, જનમ્યા શ્રી જુગ ભાણ; દીક્ષા ફાગણ અમાસની, માહાસુદ બીજેરે નાણ. બા. ૭ અશાઢ સુદની ચઉદસથી, મોક્ષ ગયા માહારાજ; ચંપા નયરી કહીએ વ-

.., સારવાં વંછીત કાજ. શ્રા. ૮ સુરશીને વાલમે, ટેક
ધરી મન માંય; ત્યારે શ્રીવવધુરે આવી તેડવા, ચાલો છ-
બીલાજી ત્યાંય. ૯

## ૧૩ શ્રી વીમળનાથ સ્વામીનું

પરમાતમ પરમેશ્વરૂ એ દેશી.

વીમળનાથ જીન તેરમા, કૃતબ્રમ રાજાના પુત્ર; શ્યા
મા રાણી કહી માત કપીલ પુર નગરમાં, શોભે બહુ ઘર સુત્ર.
૧ સાઠ લાખ વરશ આઉખુ, સાઠ ધનુષની દેહ; સોવ્રણમે
પ્રભુવાણુ સુંદર લંછન કહ્યું, ગણધર સત્તાવન જે. ૨ અડસઠ
સેહેસ સાધુ કહ્યા, સાધવીર સોહાય; એક લાખને આઠસે
બહુરે ગુણે ભરી, શ્રાવક કહુ મહીમાય. ૩ બે લાખ આ
ઠ હજાર જે, ઘણા ગુણના ગંભીર; ચોવી હજારને ચાર
લાખ કહી શ્રાવીકા, શીયળ વ્રતમાંરે ધીર. ૪ સાગ્રોપમરે
અઢારનુ, આઠમુ સેહેસાર; વઇસાખ સુદ દવાદશી ગર્ભે
પધારીયા, પ્રભુજી સુખકાર. ૫ માહાસુદ ત્રીજે ઉત્રા ભ
લા, પ્રભુ જન્મ ગવાય; માહાસુદ ચોથ દીક્ષા પોશ સુદ
છઠ દીને, પ્રભુ કેવળી થાય. ૬ અશાડ વદની સાતમે, સ-
મતસીખરે માહારાજ; સુરસશીનો વાલ્હો શીવરમણી
વરવા, ફળીયા મનોરથ કાજ. ૭

---

## ૧૪ શ્રી અનંતનાથ સ્વામીનું

રાગ ઉપર પ્રમાણે.

અનંતનાથજીને પુજતાં, લો પરલોકે માન, શ્રીહસેન રાજા પીતા રાણી સુજસા, જન્મ્યા ભગવાન. ૧ નગરી અજોધ્યાના રાજવી, પચાસ ધનુષ પ્રમાણ; ત્રીસ લાખ વરષ આયુ શીચાણો શોભતો, પ્રભુને લંછન જાણ. ૨ પચાસ ગણધર બહુ ગુણી, સેહેસ છાસટ સાધ, સુધવ્રત પાળતે સેહેસ બાસટ કહીએ સાધવી, શ્રાવક નીરાબાધ. ૩ બે લાખ છોતેર હજાર છે. એટલું પરીમાણ, ચાર લાખને સેહેસ ચઉદ કહી શાવીકા, ઘણું ચતુરસુજાણ. ૪ દસમું પ્રાણત દેવલોકથી, વીશ સાગોપમ જાણ; શ્રાવણ વદની સાતમે આવ્યા ગર્ભ વીશે, પ્રભુ જન્મ કલ્યાણ. ૫ વઈશાખ વદની તેરશે, વળી રેવંતી નેહ; વઈશાખવદ ચતુરદશી પ્રભુદીક્ષા લીએ, કેવળ તારીખ એહ. ૬ સુરશશીને વાહો, ઘણું ચતુરસુજાણ, ચઈતર સુદની પાંચમે સમતશીખરગીરી જાણ, પ્રભુજીનું નીરવાણ. ૭

## ૧૫ શ્રી ધરમનાથ સ્વામીનું.

રાગ ઉપર પ્રમાણે.

ધરમ ધારંધર નાથજી, ભાનુ રાજા કુળ ભાણ; સુજસા રાણી માત વખાણું જેહની, રતનપુરી સુજાણ. ૧ દસ લાખ વરસ આઉખુ; પ્રભુજીનુંરે સાર, ધનુષ પીસતા.

બીશ દેહ: વજરા લંછન કહ્યું, તેનાબીશ ગણધાર. ૨ સાધુ ચોસઠ હજાર છે, સાધવીર પ્રમાણ; સેંહેસ બાસઠ ને ચારસે, હવે શાવક કહું સુણજો ચતુર સુજાણ. ૩ બે લાખ ચાર હજાર છે, શાવક નીરધાર; ચાર લાખને તેર હજાર તે શાવીકા, પ્રભુનો પરીવાર. ૪ આઉખુ વીજય વીમાનનું, સાગ્રોપમ તેત્રીસ; વઈશાખ સુદની સાતમે. ચવી આવ્યા પ્રભુ ગર્ભમાં જુગદીશ.૫ માહાસુદ ત્રીજે જનમીયા.માહાસુદ તેરશે દીક્ષા; પોસ સુદની પુનમે કેવળ ઉપન્યું. થયા ત્રીભોવનરાય. ૬ સમતશીખર ગીરી ઉપર, પ્રભુ અણસણ કીધ: જેઠ સુદની પાંચમે મોક્ષ પધારવા,રૂડુ મહુરત લીધ. ૭ તીહાં શીવસુંદરીની કંકોતરી, વાંચી જોઇ મહારાજ; સુરસશીનો વાહાલો પડ્યા તીહાં લોભમાં,ગયા વરવાને કાજ. ૮

## ૧૬ શ્રી શાંતીનાથ સ્વામીનું.

રાગ ઉપર પ્રમાણે.

સાંતીનાથ જીન સોળમા, પુજતાંરે કલ્યાણ; વીશ્વસેન રાજા કુળ પ્રભુ ઉદય થયા, જમ કોટીક ભાણ. ૧ અચરા માતા જેહની, હસ્તીનાપુર રાય; કુળ ઇક્ષ્વાંગને સોવન વાન સોહામણું,મ્રગ લંછન પાય. ૨ ધનુષ ચાળીસની દેહડી, વરસ લાખનું આઉશ; બાસઠ સેંહેસ સાધુ, ગણધર છત્રીસ કહ્યા, પ્રભુજીના ખાસ. ૩ એકસઠ હજાર છસે કહી, સાધવી નીરદોષ; બે લાખ નેવું હજાર શાવક શીરોમ[illegible].

હવે હું રે પડોશ. ૪ ત્રણ લાખને ઉપરે, કહી તાણું હજારઃ આવીકા શીવલ હી ચોળ હીંચે, જંબુદીપતી જેવો રત્ન અં- જાર. ૫ સ્વારથ સીધનું આઉખું, સાગ્રોપમ તેત્રીસ; ભા- દરવા વદ સાતમે પ્રભુ, ત્યાંથી ચવ્યા ગર્ભમાં જુગદીશ. ૬ જેઠ તે વદની તેરશી, ભરણીનારે જોગ; પ્રભુ જનમ્યાની વધાઇ કરે, બહુપુરવિશેનાના વીધનારે લોગ. ૭ જેઠ તે વદની ચતુરદશી, સંજમ સુખકાર; પોશ તે સુદની નોમે કેવળ પામીયા, વાલેસર જીનરાય. ૮ જેઠ તે વદની તેરશી, પ્રભુનું નીરવાણ; સમતશીખર ગીરી ઉપરથી શીવ વહુ લઇ ગઇ, નીશ્ચે સાચુરે જાણ. ૯ નીગ્રંથ નામ ધરાવતા, આસ્ત્રી નહીં સાથ; સુરસશીના વાહાલાને શીવરમણી ખપી એ પણ હસવાની વાત. ૧૦

## ૧૭ શ્રી કુંથુ નાથ પ્રભુનું

ભમરા દ્રાખ મીઠીરે ચાંપાનેરની એ દેશી.

મન લાગી ભમરા દ્રાખથી મીઠી વાણી જીન તણી, તુંતો ભાવેથી વેણી વેણી લેજેરે. મન લાગી ભમરા દ્રા- ખથી મીઠી વાણી જીન તણી. ૧ જીરે કુંથુ સુધારસ કુંડ ભરો; તુંતો પ્રેમ કચોળાં ભરી પીજેરે. મ ૧૦ ૨ જીરે સુરરાજા પીતા જેહનો; જેની શ્રી રાણી માત મલા- રરે. મન૦ ૩ જીરે ગજપુર નગર સોહામણું; આયું

પંચાણું હજારરે, મન ૪ જીરે પાંત્રીસ ધનુશનીઃ દેહડી; છાગ લંછન અતી સુખ દાયરે. મન૦ ૫ જીરે સાઠ હજાર સાધુ કહ્યા; પાંત્રીસ ગણધર પ્રભુજીને કહાયરે. મન૦ ૬ જીરે સાઠ હજાર છસે સાધવી, શ્રાવક એક લાખ અગનાશી હજારરે. મન૦ ૭ જીરે સેહેરા એકાશી ત્રણ લાખ શ્રાવીકા; દીપી જેહેવા તે રતન ભંડારરે. મન૦ ૮ જીરે સ્વારથ સીધનું આઉખું, તેત્રીસ સાગ્રોપમ ભોગવ્યું તાંહરે. મન૦ ૯ જીરે શ્રાવણ વદની નોમે ચવ્યા; પ્રભુ પધારયા સુખે ગર્ભ માયરે. મન૦ ૧૦ જીરે કરતીકા નક્ષેતરે જન્મીયાં; વેશાખ વદની ચતુરદશા જાણરે. મન. ૧૧ જીરે દીક્ષા વઇશાખ વદ પંચમી, ચઇતર સુદ તીજે કેવળ નાણરે. મન૦૧૨ જીરે સમતશીખર ગીરી ઉપરે,વઇશાખ વદ પડવે નીરવાણરે. મન૦૧૩ જીરે શીત્રસુંદરી વર ઓળતી, સુરસશીનો વાહાલો મળીયા સુજાણરે. મન૦ ૧૪

## ૧૮. શ્રી અર નાથનું

### રાગ ઉપર પ્રમાણે

જીરે અરાડગા અરનાથની, કરજો ચરણ કમળની શેવાનરે ;મુનશાહે લાહો નાણું નાખીરે ફરીથી નહી મળે. ૧ જીરે સુદરસનરે રાજા પીતા; દેવી રાણી કહી જેની માયરે. મુ૦ ૨ જીરે નાગપુર નગરીના રાજવી; રૂડો સોવન વાન

સોહાયરે. મુ૦ ૩ જીરે સેહેસ ચોરાશી વર્ષ આઉખુ, ત્રીસ ધનુષ પ્રભુજીની કાયરે. મુ૦ ૪ જીરે નંદાવ્રત લંછ શાથીયો; તેત્રીસ ગણધર ચતુર સુજાણરે. મુ૦ ૫ જીરે સેહેસ પચાસ સાધુ કહ્યા; સાધવી સાઠ હજાર પરીમાણરે. મુ૦ ૬ જીરે એક લાખ ચોરાશી હજાર છે; રૂડા શ્રાવક વ્રત ને આધારરે. મુ૦ ૭ જીરે શ્રાવીકા પેઠી તે ગુણ તણા; ત્રણ લાખને બોહોતેર હજારરે. મુ૦ ૮ જીરે સ્વારથ સીધનું આઉખું; તેત્રીસ સાગ્રોપગ અવી ધણો ઠાઠરે. મુ૦ ૯ જીરે ફાગણ સુદની બીજે ચવ્યા; ગરભે નવ મહીના દીન આઠરે. મુ૦ ૧૦ જીરે માગશર સુદ દશમને રેવતી; પ્રભુજી જનમ્યાની નોબતો વાજેરે. મુ૦ ૧૧ જીરે દીક્ષા માગશરસુદ એકાદશી; કેવળ કારતક સુદ દ્વાદશી છાજેરે. મુ૦ ૧૨ જીરે જનમ દીન મોક્ષે પધારીયા; સમેતશીખર પર અંતર જામીરે. મુ૦ ૧૩ જીરે એ સુખની રે ઇચ્છા મુજને; માગે સુરસશી શીર નામીરે. મુ૦ ૧૪.

## ૧૯ શ્રી મલ્લી નાથનું

જીરે ઓગણીસમા રે મલીનાથનાં, કહું માત પીતા કુળ ઠામરે; સાજન સલુણા, પ્રભુને પુજીને લાહાવો લીજીએ. જીરે કુંભને રાજા પીતા સહી; માતા પ્રભાવતી રાણી ગુણ ધામરે. સા૦ ૨ જીરે લીધું તે વરાગ્ય શોકે ખરું; મીથુલા

નગરી તે સ્વર્ગના સાહેલીરે. સા૦ ૩ જીરે પંચાવન સેં-
હેસ વર્ષ આઉખું; પચ્ચવીસ ધનુષની કાંયા ભલેરીરે.
સા૦ ૪ જીરે કળસ લંછનરે શોભે ઘણું; પ્રભુના અઠાવીસ
ગણધારરે. સા૦ ૫ જીરે ચાળીસ હજાર સાધુ કહ્યા;
સાધવી કહીએ પંચાવન હજારરે. સા૦ ૬ જીરે શ્રાવક એક
લાખ ઉપર; સેંહેસ તારી તે ગુણના ભંડારરે. સા૦ ૭
જીરે શ્રાવીકા ત્રણ લાખ જાણવી; વળી ઉપર શીતેર હજા-
રરે. સા૦ ૮ જીરે પાણસે સાથે દીક્ષા ગ્રહી; હવે કહુ વળી
પંચ કલ્યાણરે. સા૦ ૯ જીરે જયંતી વીમાનનું આઉખું;
તેત્રીસ સાગ્રોપમ ઉતકરટુ જાણરે. સા૦ ૧૦ જીરે ફાગણ-
સુદ ચોથે ત્યાંથી ચવ્યા; ગરભે નવ મહીના દીન સાતરે.
સા૦ ૧૧ જીરે માગશર સુદની એકાદશી; અશ્વની નક્ષત્રરે
જનમ્યા જુગનાથરે. સા૦ ૧૨ જીરે જન્મ તીથીએ દીક્ષા
ગ્રહી; જન્મ દીવશે કેવળ થાયરે. સા૦ ૧૩ જીરે ફાગણ-
સુદ બારશે શીખરગીરી; સુરસશીનો વાહાલો ત્યાં મોક્ષે
જાયરે. સા૦ ૧૪.

## ૨૦ શ્રી મુનીં સુવ્રત સ્વામીનું

રાગ ઉપર પ્રમાણે

નણદલના વીરા વીસમા મુનીરે સુવ્રત નમું; સુમીત્ર રા-
જા કુળ ઉદે થયા ભાણરે. નણ૦ ૧ જીરે માતા તે રા-

જી પદમાવતી; હરી વંશ કુળમાં ચતુરસુજાણરે. નણં૦ જી૦ ૨ શામ વરણ પ્રભુજી ઍનું; નઓ રાજેગ્રહી અતી સુખ દાયરે. નણ૦ ૩ જીરે ત્રીસ હજાર વર્ષ આવખું; વીસ ધનુષ પ્રભુજીના કાયરે. નણ૦ ૪ જીરે લંછન સુંદર કાચબો; અરાડ ગણધર પ્રભુજીના જાણરે. નણ૦ ૫ જીરે ત્રીસ હજાર સાધુ ભલા; સાધવી પંચાસ હજાર પરિમાણ. નણ૦ ૬ જીરે શ્રાવક એક લાખ ઉપરે; સેંહસ બોહોતેર બહુ બુધ્ધીવાનરે. નણ૦ ૭ જીરે ત્રણ લાખ ઉપર શ્રાવીકા; પંચાસ હજાર પ્રભુ સાથે ધ્યાનરે. નણ૦ ૮ જીરે અપરાજીત વૈમાને આઉખું: તેત્રીસ સાગ્રોપમ અતી ઘણો ઠાઠરે નણ૦ ૯ જીરે શાવણસુદ પુનમે ગરભમાં; રહયા નવ મહીના દીન આઠરે. નણ૦ ૧૦ જીરે સવણ નક્ષેતરે જનમીયા; જેઠવદ આઠમે ચતુરસુજાણરે. નણ૦ ૧૧ જીરે ફાગણસુદ બારસે દીક્ષા ગ્રહી: ફાગણવદ બારસે કેવળનાણરે નણં૦ ૧૨ જીરે જેઠ તે વદની નોમેપ્રભુ; શામતશીખરપર મોક્ષે જાયરે. નણ૦ ૧૩ જીરે શીવસુંદરી સુખ જોઇને; સુરસશીનો વાહાલો તીહાં લોભાઓરે. નણ૦ ૧૪

## ૨૧ શ્રી નેમી નાથનું

એક દીન સુતરશીયો બોલેરે: હો મન માન્યા મોહનજી એરશી. એકવીશમા તે નેમી કહીએરે, હો ગન માન્યા મોહ-

નાજી; વીજીયા રાજા સુત લહીએરે. હો૦ ૧ વીજીઆ રા- ણીના જાયારે; હો મ૦ સોવનમે વાન કહાયારે. હો૦ ૨ મીથુલાનગ્રીના રાયારે હો મ૦ પ્રભુ કુળ ઇક્ષાંગ ક- હાયારે હો૦ ૩ દશ સેંહેસ વરશનું આયુરે હો૦ પંદર ધ- નુષની કાયારે. હો૦ ૪ લીલુ કમલ તે જાણોરે; હો૦ સુભ લંછન પ્રભુને વખાણોરે હો૦ ૫ સતર ગણધર તે કહી- એરે; હો૦ વીસ સેંહેસ સાધુતે લહીએરે. હો૦ ૬ સાહુ- ણી સેંહેસ એકતાલીસરે; હો૦ જેણે કર્મને નાખ્યા બા- ળીરે. હો૦ ૭ લાખ એકને શીતેર હજારરે: હો૦ એટલા શ્રાવક પરિવારરે હો૦ ૮ શ્રાવીકા મોહમદ ગાળીરે. હો૦ ત્રણ લાખને સેંહેસ અડતાળીરે. હો૦ ૯ દસમુ દેવલોક તે કીધું હો૦ વીસ સાગ્રોપમ સુખ લીધુંરે હો૦ ૧૦ આસો- સુદ પુનમે ચવીયારે; હો૦ પ્રભુ આવી ગર્ભમાં ઠરીઆરે હો૦ ૧૧ આઠ દીવસને નવ માસરે; હો૦ પ્રભુ રહ્યા તોહાં ગર્ભવાસરે. હો૦ ૧૨ શાવણવદ આઠમ સારીરે; હો૦ અશ્વની જન્મ્યા જયકારીરે. હો૦ ૧૩ દીક્ષા અસાડવદ નોમેરે; હો૦ કીધાં બહુ જનનાં કામરે. હો૦ ૧૪ માગ- શરસુદની એકાદશીરે; હો૦ કેવળ પામ્યા પ્રભુ ત્યાં હશીરે. હો૦ ૧૫ વઇશાખવદ દશમ નીરવાણરે; હો૦ સમતશીખર પર જાણરે. હો૦ ૧૬ મુખ શીવ સુંદરીનું જોયુંરે; હો૦ સુરસશીના વાલાનું મન મોહયુંરે. હો૦ ૧૭

## ૨૨ શ્રી નેમ નાથનું.

રાગ ઉપર પ્રમાણે.

બાવીસમા નેમ તે જાણોરે, છેલ છબીલા છોગળા. બાળ બ્રમચારી પરીમાણોરે. છેલ૦ વાલો સમુદ્રવીજે કુળ ભાણેરે; છે૦ માતા શીવાદેવી ચતુર સુજાણરે. છે૦ ૨ વાલો હરી વંસ કુળમાં આવ્યારે; છે૦ ઘનસ્યામ વરણ તનું લાવ્યારે; છે. સઉરીતપુર નગરી સારીરે છે૦ આયુ વરસ એક હજારીરે છે૦ ૪ દસ ધનુષની પ્રભુની કાયારે; છે૦ શંખ લંછને કરી સોહાયારે. છે૦ ૫ અગીઆર ગણધર તે જાણોરે; છે૦ અરાડ સેંહસ સાધુ પરીમાણોરે: છે૦ ૬ ચાલીશ હજાર તે સાહુણીરે: છે૦ પ્રભુ કીરપાથી બહુ ગુણીરે: છે૦ ૭ શ્રાવકજેને વરતની ટેકરે:છે૦સેંહેસ અગનોતેર લાખ એકરે: છે૦ ૮ ત્રણ લાખ શ્રાવીકા વખાણુંરે: છે૦ છત્રીસ સેંહસ વળી જાણુંરે: છે૦ ૯ એક સહેસ મુનીવર સાથેરે: છે૦ દીક્ષા લીધી પ્રભુ હાથેરે: છે૦ ૧૦ તેત્રીસ સાગ્રોપમ કીધુરે: છે૦ અપરાજીતનું સુખ લીધુરે: છે૦ ૧૧ કારતગ વદ દ્વાદસી ઠાઠરે: છે૦ ગર્ભે નવ મહીના દીન આઠરે: છેલ૦ ૧૨ શ્રાવણસુદ પાંચમ કહાયરે; છેલ૦ પ્રભુજીનો જનમ તે થાયરે. છેલ૦ ૧૩ ચીત્રા નક્ષતરગાજેરે; છેલ૦ જનમ્યાની નોબત વાજેરે. છેલ૦ ૧૪ શ્રાવણસુદ છઠે સ્વા-

ગીરે; છેલ૦ લીયે દીક્ષા અંતર જાગીરે. છેલ૦ ૧૫ આસો-વદ અગાસને દીનેરે; છેલ૦ કેવળ ત્યાં દીન પંચાવનરે. છેલ૦ ૧૬ ગીરનાર ગયા શા માટેરે; છેલ૦ જોવા શીવસું-દરીની વાટેરે. છેલ૦ ૧૭ રાજુલ રાણી પરહરીયારે; છેલ૦ શીવરમણીથી મન ઠરીયાંરે. છેલ૦ ૧૮ અસાડસુદ આઠમે તારીરે; છેલ૦ વાલો વરીયા બાળબ્રહ્મચારીરે. છેલ૦ ૧૯ સુરરાશી કહે સ્વાર્થ સહુનેરે; છેલ૦ વાલો મોહ્યા જઇ શીવવહુનેરે છેલ૦ ૨૦

## ૨૩ શ્રી પાર્સ્વ નાથનું

### રાગ ઉપર પ્રમાણે

હાંરે મેંતો મુરતી મનોહર ભાળીરે; મનડું મારૂં લોભાણું. તેત્રીસમાં પાસને ન્યાળીરે. મનડું૦ ૧ પીતા અશ્વસેન રાજારે; મનડું૦ વામારાણી કુળ તાજારે. મનડું૦ ૨ વણારશી નગરી કેહેવીરે; મનડું૦ જાણે ઇંદ્રપુરીના જેવીરે. મનડું૦ ૩ પ્રભુ નીલ વરણ તનું લહીએરે; મનડું૦ વર્ષ સોનું આઉખું કહીએરે. મનડું૦ ૪ નવ હાથની ઊંચી કાયારે; મનડું૦ નાગ લંછને બહુ સોહાયારે મ૦૫ દસ ગણધર પ્રભુને જાણોરે; મનડું૦ ત્રણસે દીક્ષા પરીમાણોરે. મનડું૦ ૬ સોળ હજાર સાધુ બહુ ગુણીરે: મનડું૦ આડત્રીસ સેહેસ કહી સાહુણીરે. મનડું૦ ૭ એક લાખને ચોસઠ હજારીરે; મન-

કુ૦ શ્રાવક કહ્યા વ્રતધારીરે. મનકુ૦ ૮ ત્રણ લાખને સે-
હેસ સતાવીરે; મનકુ૦ શ્રાવીકા પ્રભુ ગુણ ભાવીરે. મનકુ૦
૯ દસમા દેવલોકના જોગવીરે; મનકુ૦ વીસ સાગ્રોપમ સુખ
ભોગવીરે. મનકુ૦ ૧૦ ચવીયા પ્રભુ ત્યાંથી તે કહુરે; મન-
કુ૦ ચઈતરવદ ચોથે ગર્ભ લહુરે. મનકુ૦ ૧૧ નવ મ-
હીનાને આઠ દાહાડારે; મનકુ૦ પોસવદ દસમે ગર્ભ બા-
હારારે. મનકુ૦ ૧૨ વઈશાખના નુર ચડીયારે; મનકુ૦
વાગ્યાં જનગ તણાં ચોઘડીયાંરે. મનકુ૦ ૧૩ તીહાં દેવ
દુંદભી વાજેરે; મનકુ૦ ત્રંબાળા બહુ વીધ ગાજેરે. મનકુ૦
૧૪ દીક્ષા એકાદશી જાણીરે; મનકુ૦ ગહીનો તો જન્મ
વખાણીરે. મનકુ૦ ૧૫ હું સગતશીખર બલીહારીરે; મન-
કુ૦ તીહાં આવી શીવવહુ નારીરે. મનકુ૦ ૧૬ ચઈતર
વદ ચોથે થાપ્યુંરે; મનકુ૦ બાનામાં કેવળ આપ્યુંરે. મન-
કુ૦ ૧૭ શ્રાવણસુદ આઠમે સુખ દઈએરે; મનકુ૦ મોક્ષ
નગરે પ્રભુને લહીએરે; મનકુ૦ ૧૮ જેના નામનો મહીમા
ભારીરે. મનકુ૦ જેને ઓળખે સઉ નારીરે. મનકુ૦ ૧૯
સહુ હિંદુ મુસલમાન જાણેરે; મનકુ૦ સુરસશીનો વાલો
સુખ માણેરે. મનકુ૦ ૨૦

---

## ૨૪ શ્રી માહાવીર જીનનું

રાગ ઉપર પ્રમાણે.

હાંરે પ્રભુ ત્રીભોવન જગ હીતકારીરે; શીવ રમણીના રશીયા છો, તમો તારચા બહુ નર નારીરે. શી૦ ૧ તીસલા રાણીના જાયારે; શીવ૦ સીધારથ પીતા સોહાયારે. શીવ૦ ૨ ખત્રી કુંડનગરે વશીયારે; શીવ૦ સોવનમે વાન ઉલશીયારે. શી૦ ૩ બોહોતેર વર્ષ આઉખુ કહીએરે; શીવ૦ કર સાતની કાયા લહીએરે. શીવ૦ ૪ સીંહ લંછન પ્રભુને જાણોરે; શીવ૦ અગીયાર ગણધર પરીમાણોરે. શીવ૦ ૫ ચઉદ સોહેસ મુની અણગારરે; શીવ૦ સાધવી છત્રીસ હજારરે. શીવ૦ ૬ એક લાખ તે શ્રાવક વખાણું ; શીવ૦ ઓગણસાઠ સહેસ તે જાણુંરે. શીવ૦ ૭ ત્રણ લાખ તે શ્રાવીકા લીધીરે; શીવ૦ ઉપર સોહેસ અઢાર કીધીરે શીવ૦ ૮ દીક્ષા એકાકીક જાણોરે; શીવ૦ એ અછેરૂ પરીમાણોરે. શીવ૦ ૯ દસમું દેવલોક વખાણુંરે; શીવ૦ વીસ સાગ્રોપમ સુખ જાણુંરે. શીવ૦ ૧૦ અસાડ સુદની ૬ કહીએરે; શીવ૦ પ્રભુ ગર્ભે આવ્યા તે લહીએરે. શીવ૦ ૧૧ નવ મસ વાડા દીન સાતરે; શીવ૦ ચેતર સુદ તેરશ ખાસરે. શીવ૦ ૧૨ ઉતરાફાલગુણી બહુ સારીરે; શીવ૦ પ્રભુ જનમ્યા જન સુખકારીરે. શી૦ ૧૩ માગશર વદ દશમ કહાવેરે શીવ૦

પ્રભુ દીક્ષા લીએ મન ભાવેરે. શીવ૦ ૧૪ વઇશાખ દશ-
મનું વાણુંરે; શીવ૦ પ્રભુ પામ્યા કેવળ નાણુંરે. શીવ૦ ૧૫
દીવાળી દીન નીરવાણરે; શીવ૦ આપાપા નપરી જાણરે.
૧૬ પગીઆ મહાશા સાટેરે; શીવ૦ વરવા શીવરમણી મા-
ટેરે. શીવ૦ ૧૭ ખહુ બુધ્ધિ છખીશે કીધીરે; શીવ૦ ધારેલી
કન્યા લીધીરે. શીવ૦ ૧૮ જાનાઇપાના દુઃખ કાપીરે, શીવ૦
મન ગમતી પેહેરામણી આપીરે. શીવ૦ ૧૯ પ્રભુ ટેક ખ-
રાખર ધારીરે; શીવ૦ તગને સુરસથી ખલીહારીરે. શીવ૦ ૨૦



# (સાસ્વતા બીંબની ઢાળો)

## ઢાળ ૧ લી. ઉરધ્વ લોકની.

રાગ ધોળ. મુસાળુ મુંધા મુલનું.

જીરે સારસત સ્વાંગીને વીનવું, જીરે દેવ ગુરૂ લાગુ પાય; શ્રી જીનવર મુહારાએ; હવે બીંબ સાસાવતા વખાણીએ; પ્રભુજી કરજોગાહરી સાહેબ. શ્રી જીનવર. ૧. ઉરધ અધોરે ત્રીછાલોકમાં; વળી કહુ ચેત બીંબનુંરે માન. શ્રી૦ ૨ જીરે ઉરધ્વ લોકના બીંબને; માહારો ત્રીકણ હોજો પ્રણામ. શ્રી૦ ૩ જીરે સુધરમાનામારે જાણીએ; પ્રથમ દેવલોકનું નામ. શ્રી૦ ૪ જીરે તેમાં બત્રીસ લાખ પ્રસાદ છે; બીંબ એકસો એંશી એક ઠામ. શ્રી૦ ૫ જીરે બીંબ સત્તાવનકોડ જાણવા; ઉપર સાઠ લાખ પરીમાણ. શ્રી૦ ૬ બીજો ઇશાનનામારે જાણીએ; દેહેરાં અઠાવી લાખ ત્યાં જાણ. શ્રી૦ ૭ જીરે પાંચ કોડ ચાળીસ લાખ બીંબ છે; તેહુને સમરો સદા સુભ કામ. શ્રી૦ ૮ જીરે સાનતકુમાર નામે સહી; ત્રીજા દેવલોકનું નામ. શ્રી૦ ૯ તોહાં બાર લાખ જીન પ્રસાદ છે; એકવીસ કોડ સાઠ લાખ ઠામ. શ્રી૦ ૧૦ ચોથો માહેંદ્રનામારે જાણીએ; તીહાં આઠ લાખ જીન પ્રસાદ. શ્રી૦ ૧૧ ચઉદ કોડ ચાળીસ લાખ જાણીએ; બીંબ સાસવતા સુખકાર. શ્રી૦

૧૨ બ્રમનામારે દેવલોક પાંચમો; તેમાં જીનવર પ્રસાદ ચાર લાખ. શ્રી૦ ૧૩ બીંબ શાત ક્રોડ વીસ લાખ છે જેહની સુત્ર સીદ્ધાંતે શાખ. શ્રી૦૧૪ છઠ્ઠો લલીતંગ નામા વખાણીએ; પચાસ હજાર છે ત્યાંહાં ધામ શ્રી૦ ૧૫ તીહાં નેઉ લાખ બીંબ જાણીએ; પ્રભુ પુરે મનોરથ કામ શ્રી૦ ૧૬ માહાશુકર નામારે સાતમો; ચાળીસ હજાર કેહેવાય. શ્રી૦ ૧૭ બોહોતેર લખ બીંબ છે ત્યાં કને; સમરો તમે શદા ચીત લાય. શ્રી૦ ૧૮ દેવલોક સેહેસાર છે આઠમો; તેમાં ખઠરે હજાર પ્રસાદ શ્રી૦ ૧૯ જીન બીંબ સંખ્યારે તીહાં કહું; દસ લાખને એંશી હજાર. શ્રી૦ ૨૦ નવમો આણુંત દસમો પ્રાણુત વળી; ચારસેં તીહાંરે પ્રસાદ. શ્રી૦ ૨૧ જીરે એ જીનવરને જુગતે નમો; બીંબ સંખ્યા બોહોતેર હજાર. શ્રી૦ ૨૨ જીરે અરણ એકાદસ જાણીએ; અચુત દ્વાદસમો વખાણ. શ્રી૦ ૨૩ જીરે ચોપન હજાર તીહાં બીંબ છે; ત્રણસે પ્રસાદ મન જાણ શ્રી૦ ૨૪ પેહેલી ગ્રીવેકતીક વખાણીએ; એકસોને અગીયાર પ્રસાદ. શ્રી૦ ૨૫ એક દેહેરામાં એકસો વીસ પ્રભુ; તેર હજાર ત્રણસે તેવીસ. શ્રી૦ ૨૬ બીજી ગ્રીવેકતીકમાં જાણીએ; એકસોને સાત તીહાં જોય. શ્રી૦ ૨૭ બીંબ આઠ હજારને આઠસે; વળી ઉપર ચાળીસ હોય. શ્રી૦ ૨૮ ત્રીજી ગ્રીવેકતીકમાં સો ભલાં; બીંબ કહીએ ત્યાં બાર હજાર. શ્રી૦ ૨૯ પાંચ અનુતર

કહીએ વીમાનમાં; દેહેરાં પાંચ બીંબ છસે સાર. શી૦ ૩૦ સરવાળો સરવ ઉરધ લોકનો; દેહેરાં લાખ ચોરાશી પ્રમાણ. શી૦ ૩૧ જીરે સતાણું હજારને ઉપરે; વળી તેવીશ દેહેરા તું જાણ. શ્રી૦ ૩૨ હાવે બીંબ સંખ્યારે ઉરધ લોકની; એકસોને બાવન કોડ જાણ. શ્રી૦ ૩૩ લાખ ચોરાણું ચું વાળી હજાર છે; સાતસે સાઠ બીંબ પ્રમાણ. શ્રી૦ ૩૪ એ ઉરધ લોક વર્ણવ કરયો; વળી આગળ વાત રસાળ. શ્રી૦ ૩૫ બીજી ઢાળ છે બાંછારે લોકની; કહે સુરસસી ઉજમાળ. શી૦ ૩૬

## ઢાળ ૨ જી ત્રીછાલોકેની.

શંગની શોભારે શી કહુ—એ દેશી.

હવે ત્રીછાલોકમાં વળી, દેહેરાં બીંબનું માન; નંદીસર દ્વીપ વખાણીએ, બાવન ચોમુખ પ્રમાણ. શ્રી જીન સાસ્વતા વંદીએ. ૧ એકમાં એકસો ચોવીસ પ્રભુ, ચોસટસેં અડતાળીસ હોય; કુંડળદ્વિપ ચૈત્ય ચાર છે, ચારસેં છનું બીંબ જોય. શ્રી૦ ૨ રૂચીકદ્વિપમાં સાંભળો, દેહેરાં ચાર ત્યાં જાણ; બીંબ ઉપરરે સંખ્યા કહી, કુંડળદ્વિપ પરમાણ. શ્રી૦ ૩ ગ્રાગ્રમેખીનાં દેહેરાં, સોળ સદા મન જાણ; એકમાં એકસોને વીસ પ્રભુ, બોગણીસે વીસ ગન આણ. શ્રી૦ ૪ પાંચ મેરૂમા દેહેરાં ભલાં, પંચાશી કહીએ અનુપ;

સ હજારને ઉપરે, બસે બીંબ શરૂપ. શ્રી૦ ૫ ગજદંતે દેહેરાં વીસછે, બીંબ ચોવીસે જુહાર; દેવકુરૂ ને ઉતરકુરે, દસ ચેત બારસે સાર. શ્રી૦ ૬ ઇક્ષુકુળ પરવતે સાંભળો; દેહેરાં ચાર પરમાણ; ચારસે એંસી પ્રભુ તીહાં, સાચુ સુ· ત્રથી જાણ. શ્રી૦ ૭ વખારા પરવત ઉપરે, એંસી દેહેરાં છે સાર; બીંબ છનુસેજી તાંહાં કહ્યાં, રેળ્વ ગનમાં તુંધાર. શ્રી૦ ૮. માનુંખોતર પરવતવળી, દેહેરાં ચાર ત્યાં હાં જોય: ચારશે એંશી તાહાં બીબ છે, અતી ભલી જુ ગતી તીહાં જોય. શ્રી૦ ૯ કુળગીરી પરવત જાણીએ, દેહે· રાં ત્રીસનું માન; છત્રીસ બીંબ છે ત્યાં કને, સાંભળ તા- હારે કાન શ્રી૦ ૧૦ દીગગીરી પરવત ઉપરે, ચાળીસ દે· હેરાં છે સાર; બીંબ અડતાળીશ જાણીએ, નીત ઉઠી મ- નમાં તુ ધાર. શ્રી૦ ૧૧ વેતાઢ પરવત ઉપરે, એકસો સી તેર ધામ; વીસ હજારને ચારસે; પુરે વંછીત કામ. શ્રી૦ ૧૨ સાંમળી વ્રક્ષ જમુ વ્રક્ષ ભલાં, અગીઆરસે સીતેર પ્રમાણ; એક લાખ ચાળીસ હજાર છે, ઉપર ચારસે જા- ણ. શ્રી૦૧૩ કંચનગીરી એક હજાર છે, દેહેરાં મનથી તુ ધા ર; એક લાખને વળી ઉપરે, બીંબ છે વીસ હજાર; શ્રી૦ ૧૪ માહાનદી શીખેર દેહરાં, બીંબ ચોરાસીસે જાણ; એમાં એંસી પ્રસાદ છે. છનુસે બીંબ વખાણ; શ્રી૦ ૧૫ કુટમાં ત્રણસે ઉપરે, એંશી દેહેરાં છે સાર; પીસતાળીસ હજાર-

ને ઉપરે, બીબ છસે ગન ધાર. શ્રી૦ વ્રતવૈતાઢના ઉપરે દેહેરાં વીસ તું જોય; જુગતે જીનવર જુહારીએ, બીંબ ચોવીસે તીહાં હોય. શ્રી૦ ૧૭ જગક રમકદો પરવત ભલા, વીસ દેહેરાં પરીમાણ; બેરે હજારને ચારસે, બીંબની સંખ્યારે જાણ. શ્રી૦ ૧૮ સરવાળો ત્રીછાલોકનો, બત્રીસે ઓગણસાઠ; ત્રણ લાખ એકાણું હજાર છે, ત્રણસે વીસ કર પાઠ. શ્રી૦ સુરસરી કરજોડીને, વંદે વારંમવાર, વળી અધોલોકની સાંભળો, હાવે કહુ ત્રીજીરે ઢાળ શ્રી૦ ૨૦

## ઢાળ ૩ જી અધોલોકની

મનડું મોહ્યુરે મન મોહનજી—એ દેશી.

વંદો અધોરેલોકના બીંબનારે, મન મોહનજી. જુઓ દોય લોક કરતાં વિશેષ, મનડું મોહ્યુરે મન મોહનજી. ૧. હવે ચૈત્ય બીબ સંખ્યાં કહુરે: મ૦ જે સુત્ર સિદ્ધાંત કહેશ. મન૦ ૨. દસની કાયોનાં દેહરાંરે: મ૦ સાત કોડ બોહોંતેર લાખ જાણું. મન૦ ૩. હવે બીંબ સંખ્યા કહુ સાંભળોરે; મ૦ સુણી નીત સદા ચીત આણ. મન૦ ૪. તેરસે ને નવ્યાશીક્રોડ છેરે; મ૦ ઉપર કહીએ સાઠ લાખ. મન૦. ૫. સમનર્યા સંકટ સવી ટળેરે; મ૦ નીશી દીન રૂદીયામાં રાખ. મન૦ ૬. હવે દસ નીકાયો વીગત કહુરે; મ૦ સુણજો સદા સુભ ધ્યાન. મનડુ૦ ૭ એક દેહેરે

એકસો પ્રભુરે; મ૦ ઉપર એશીનું માન. મ૦ ૮ આસુર કુમાર નીકાયમાંરે; મ૦ ચોસઠ લાખ દેહેરાં જોય. મ૦ ૯ એકસોને પંદર કોડ તીહાંરે. મ૦ વીસ લાખ પ્રભુ તીહાં હોય. મ૦ ૧૦ નાગ કુમાર નીકાયમાંરે; મ૦ ચોરાશી લાખ તું જાણ. મ૦ ૧ એકસો એકાવન કોડ વળી; મ૦ વીસ લાખ બીંબ ચીત આણ. મ૦ ૧૨ સોવરણ કુમાર નીકાયમાંરે; મ૦ બાહોતેર લાખ દેહેરાં વિશાલ. મ૦ ૧૩ એકસો ઓગણત્રીસ ત્યાં વળીરે મ૦ સાઠ લાખ બીંબ ત્યાં ઉલાસ. મન૦ ૧૪ વીદુત કુમારનીકાયમાંરે; મ૦ છોતેર લાખ દેહેરાં હોય. મ૦ ૧૫. એકસો છત્રીસ કોડ ઉપરેરે; મ૦ એશી લાખ બીંબ તીહાં જોય. મ૦ ૧૬ અગની કુમાર અને દીપકુમાર; મ૦ ઉદધીને દીશી કુમાર. મ૦ ૧૭ સઘળે છોતેર લાખ ચઈત. મ૦ બીંબ વીદુત બરાબર ધાર મ૦ ૧૮ વાયું કુમાર નીકાયમાંરે. મ૦ છનું લાખ ચેત ઉદાર મ૦ ૧૯ એકસોને બાહોતેર કોડ વળીરે મ૦ એશી લાખ બીંબ ચીત ધાર; મ૦ ૨૦ અસ્તનું કુમાર નીકાયમાંરે. મ૦ છોતેર લાખ દેહેરાં કેહેવાય. મ૦ ૨૧. એકસોને છત્રીસ કોડ વળીરે; મ૦ એશી લાખ સમરે સુખ થાય. મ૦ એ દસનીકાયાનાં દેહેરા મ૦ એતો ભવદધી તારણ ઝાઝ. મ૦ ૨૩ એ ધ્યાન થકી મંગળીક હોવેરે; મ૦ વળી ફળે મનોરથ કાજ મ૦ ૨૪ સરવાળો સરવ ત્રણ લોકનોરે; મ૦

ઉરધ આંધોને ત્રીછા સમેત ગ૦ ૨૫ આઠ કોડ સતાવંન લાખ ચઊત, મ૦ બસેં બ્યાશી ઉપર ઘર હેત. ગ૦ ૬૨ પંદરસેં બેતાળીસ કોડ બીંબ; મ૦ લાખ અઠાવન ચીતલાય મ૦ ૨૭ છતરી હજારે એંશી થયારે; મ૦ સાસવતા અતી સુખદાય. મ૦ ૨૮ કોઇ પાપી અધરમી નવી મા નેરે; મ૦ તો કહુ સુત્રની સાખ. મ૦ ૨૯ રાયપેંશ્રેણી જીવાભિગંમાંરે; મ૦ ભગવતી સુત્ર ચીત રાખ. ગ૦૩૦ જંબુધીપ પનતી ઠાણમાંરે; મ૦તીહાં જઇ પંડિતને પુછ મ૦ ૩૧ તો સંસે મટશે સાંભળીરે; મ૦ જો મોહોડે ધરાવ મુછ. મ૦૩૨ પ્રભુ માગુ સરણ તુમારડુંરે; મ૦ વાહાલા દેજો શ્રી જીન રાજ. મ૦ ૩૩ માટે કરજોડીને કરગરૂંરે; મ૦ છો સાહેબ ગરીબનીવાજ. ગ૦ ૩૪. સંવત અરાડ સતાણુંવેરે; મ૦ માગશર શુદ બીજ બુધવાર. ગ૦ ૩૫ વંદે સુરસશી કરજોડીનેરે; મ૦ પ્રભુ માહારે તુહી આધાર મ૦ ૩૬ વીસાશ્રમાળી વાણીયોરે મ૦ જેનું રાજનગ્ર વીસરામ. મ૦ ૩૭ શ્રાવક શ્રી ગચ્છ તપ તણોરે; ગ૦ દેવચંદ તેહનું નામ. મ૦ ૩૮ આ ઢાલો મધ્યે કાંઇ દોષ હોય; મ૦ તો કવી સહુ કરજો પસાય. મ૦ ૩૯ દેવચંદ એ પ્રસિધ્ધ નામ; મ૦ તેહેને સુરસશી કહેવાય. ગ૦ ૪૦

**સાસવતા બીંબની ઢાળા સમાપ્ત.**

# ચોસરો.

## નેમનાથના સ્તવનો.

### સ્તવન ૧ લું

આવી જાદવકુળની જાન શોભા શી કહુરે, રથ મી- નાનો નહીં પાર વળી ઘોડા બહુરે. આંકણી. વાજંતર વાજે બહુ વીધના, જરતાગી નીશાનરે; ગજ બહુ ઉપર નોબત ઘોરે, પાદળનો નહીં માન. શોભા૦ ૧ રથ મીનાનો નહીં પાર વ- ળી ઘોડા બહુરે. છપન કોડ જાદવ જાનૈયા, એક એકથી ચડીયાતારે; જાનરડી ચડતે બહુ વેશે, સાળુ ગુલાબી રાતા. શોભા૦ ૨ આવ્યા મંડપ ઉગ્રસેનને, ક્રશ્ન બળભદ્ર છે ભે- ળારે; દેવ વીમાને જુએ અવધીથી, છે દીક્ષાની વેળા. શોભા૦ ૩ પશું પોકાર સુણ્યો અલબેલે, નેમ દયાના દરીયારે; સુરસશીનો વાહાલો વીવેકી, ત્યાંહાંથી પાછા વળીયા. શો૦ ૪

### ૨ જું

બોલ્યા રાજુલ મુખથી વેણ જાવા નહી દેઉરે; આ લોકડીયાના આજ મેહેણાં નહી સહુરે. આંકણી. જાન લઈને આવ્યા ત્યારે, ક્રશ્ન ન વીચાર્યું પેહેલુંરે; તોરણ આવી દુખા દઈને, હવે કેમ કાહાડો ઘેલું. જાવા૦ ૧ મો- ટા કુળના માણસ હોય તે, રાખે કુળનો ધારોરે; ક્રશ્ન કેટ

શીકરણુ રઝળાવી; હવે તમારો વારો. જાવા૦ ૨ તેની તમને નાહાનમ ન મળે, અમે લાજથી કરીએરે; સરખી સામાણી પુછે તારે, કોને શો ઉત્તર કરીએ. જાવા૦ ૩ જો વાહાલા તમો જોર કરીને, જાશો દેઇ મને છે(ડ)મારે; સુરસશીના વાહાલા કહુ સાચુ, જીવ ધરૂ નહી દેહમાં જા૦૪

૩ જુ

બોલ્યા નેમ નગીનો વેણ બુદ્ધિ વીચારીરે, આ બાળક બુદ્ધના બોલ બોલે નારીરે. આંકણી. અનંત ભવનાં લોકડીયાનાં, મેહેણાં સહ્યાં નહી તાગરે; આ ભવ તો મેહેણાં મટવાનો, આબો આવો લાગ. બુ૦ ૨ દેવ મનુષ ત્રીજંચ નારકી, તે દી કરમનો દાવરે; તે દાહાડાના મેહેણાં વરામા, કાળજડા વચ્ચે ઘાવ. બુ૦ ૩ લોક લાજ ગણે પહાણી બાંધી, ભવ બ્ધીમાં નવ બુડોરે; માત પીતા સાહેલી સ્વારથી, જગત્ર સરવ છે કુડો. બુ૦ ૩ દીક્ષા લેઇ કેવળા ઉપજાવો, પુરણ વરને વરશોરે; સુરસશીનો વાહાલો કહે તમે, ભવ સાયરથી તરશ્યો. બુ૦ ૪

૪ થું

એવાં વેણ સુણી તતખેવ હરખ્યાં રાણીરે, વાલા કરજો મુંજપર મેહેર દયા આણીરે. શ્રાવણ સુદી છઠને દીવશે, દીક્ષા કારણ ભાવ્યુંરે; આસો વદ અમાસે મધ્યે, કેવળનાણ ઉ

ઉપજાવ્યું. હ. ૧ ત્યાં રાજુલે જઇ દીક્ષા લીધી, કેવળ પામ્યા સા-રરે; પ્રભુ પહેલાં મોક્ષે સંચરીયા, પામ્યા ભવનો પાર. હ૦ ૨ અગીયાર ગણધર, અરાડસેંહેસ સાધુ; સાધવી ચાળીસ હજારરે, એક લાખને સેં હેસ ઓગનોતેર, શ્રાવકનો પરી-વાર. હ ૩. ત્રણ લાખ છત્રીસ સેંહેસ શ્રાવીકા, દીક્ષા એક હજારરે; અસાડ સુદી આઠમે પ્રભુમોક્ષ, સુરસશી બલી હાર. હર. ૪

## સ્તવન ૨ જુ.

એણે કામણીઆંરે મુને કીધાં; મારાં ચીતડાં ચોરી ને લીધાંરે. એણે કામણીયા૦ ૧ મંત્ર ભણી મોહની મુને નાખી, જાણેછે સીધના સાખીરે. એણે૦ ૨ દરદ અમારૂ કોઇ નવ જાણે, વેધાં છે નેણુંલે બાણેરે. એણે૦ ૩ ઘાયલ થઇ તેનો ઘા નવ રૂજે. દરદ કાંઇ નવ સુજે. એણે૦ રાજે-મતી ધન પ્રભુની પ્યારી, સુરસશી તુજ પર વારીરે, એણે૦ ૫

## ૨ જુ.

એની મોહની અતીરે અટારી, મુંને વાગીછે પ્રેમ કટારીરે. એ-ની૦ ૧ સનેહ સંઘેડે શાજ કરેલી, અતી રસ રૂપ ભરે-લીરે. એની૦ ૨ અંતર ઘાવ કર્યો અતી ભારી; ડોલરીઆ પ્રતે હું હારીરે. એની૦ ૩ સુરસશી અતી પીડા વાપી, ક-રમની શાંકળ કાપીરે. એની૦ ૪.

૩ જું.

એની મુરતી ફાગણગારી; હુંતો જોતામાં શુધબુધ હારીરે. એની૦ ૧ સુંદર તન ધનભાગ શોહાગી, લગનું એહશું લાગીરે. એની૦ ૨ એ મુરતી અતી પ્રેમ રસ પ્યારી, મોહીછે સીવ વધુ નારીરે. એની૦ ૩ નેમ રાજુલ બેઉ અતીચત જોરી સુરસશી રહે કરજોરીરે. એની૦ ૪

૪ થું.

વેધ્યાં વાલીડે પ્રેને બાણે, બેની ડોલરીયા દરદ ન જાણેરે. વે૦ ૧ જાણું જે વાલમ સુખડાં દેશે; મેલ્યાં છે બાળવેશેરે. વે૦ ૨ જોબનપણામાં જોગ લખ્યાંવ્યો; વણ નેડ્યો ઘેર આવ્યોરે. વેધાં૦ ૩ સુરસશી નેમ રાજુલ તારી, પુરજો આશા મારીરે. વેધાં૦ ૪

સ્તવન ૩ જું.

રાગ ખમાયચી, થારા રૂપની વારી જાઉરે છેલાજી. ડોર. એહી રૂપમે સબ જગ મોહ્યો, વળી મોહ્યો નરને નારીરે; દેવ દાનવ ઈંદ્રાદીક મોહ્યા, મોહી શીવવધુ નારી. વારી જાઉરે છેલાજી થારા રૂપની. વારી૦ ૧ રૂપવંત જાદવ સબ મોહ્યા, ઓર મોહ્યા મોરારીરે; બડે બડે ભુપત સબ મોહે, કંદ્રવ રૂપ નીહારી. વારી૦ ૨ એહી રૂપમે અજબ આભુષણ, કુંડળકી છબી ન્યારીરે; સુરસશી

રાજેમતી મોહ્યાં, છબી લગત મોએ પ્યારી. વારી જાઉરે છેલાજી થારા રૂપની. વારી૦ ૩

૨ જું.

થારા પ્રેમની મુને વાગીરે છેલાજી, થારા પ્રેમ કટારી મોકું વાગી, થરથર કાયા ધ્રૂજેરે; અંતર ઘાવ કરો અલબેલા, દરદ કાંઇ નવ સુજે. મુને વાગી૦ ૧ સનેહ સંઘેડે સજ કરેલી, તીખી ધાર તણાવીરે; પ્રીતમજી પુરી મેહેનતથી, બીદ્યા સરસા ભણાવી. મુને વાગી૦ ૨ અતી આટારી કામણગારી, લાગત સુભ મતી જાગીરે; સુરસાશી કહે પ્રેમની પીડા, સુંદર શામ સોહાગી. મુને વાગીરે છેલાજી થારા પ્રેમની. મુને૦ ૩

૩ જું

બેગા આજોરે બાલમજી માંકાં મેહેલમાં. બેગા. કુમકુમ કેસર છડા દેવરાવું, મોતીઅન ચોક પુરાવુંરે; પ્રેમ સહીત રંગભીના પધારો, સુંદર ખાટ ઝુલાવું. બેગા૦ ૧ પય પકવાન મીઠાઇ મેવા, અનુપમ રસોઇ બનાવુંરે; શાક પાક સુંદર સામગ્રી, જે જોઇએ તે લાવું. બેગા૦ ૨ ચુન ચુન કલીયાં સેજ બીછાવું, પંખે પવન ઉડાવુંરે; સુરસાશી રાજેમતી વીનવે, નીશીદીન તોરા ગુણ ગાવું. બેગા આજોરે બાલમજી, માંકા મેહેલમાં. બેગા૦ ૩

૪ થું.

થારા સ્નેહનો નેડો લાગ્યોરે બાલમજી, થારા. નવ ભવ નેહ જગત સબજાને, સુંદર શાગ સોહાગીરે; અબ છોડો કારન મુને કોહોને, લગનું તુગશું લાગી. નેડો લાગ્યોરે બાલમજી. થારા૦ ૧ તોરણ આગ્યે ચલે રથ ફેરી, કાપકું લોક હસાવોરે; બાંહી પકર મોકું બકસીજે, પુરન પ્રીત વસાવો. નેડો૦ ૨ કીરપા કરીને અભેપદ આપ્યું, પરમે રાજુલ તારીરે; સુરસશી એ પદ મેં માંગુ, ચરણ કમળપર વારી. નેડો લાગ્યોરે બાલમજી થારા સ્નેહનો. નેડો. ૩

સ્તવન ૪ થું.

આવ્યા કરીરે વરઘોડો માહારે ઘેર; શીવાદેવીના લાડોલે ઘેલી કરીરે. ટેક. સખી નવ ભવ નેહના પ્રેમથીરે; વાલે કીધી અમ ઉપર ઘણી મેહેર. શીવા૦ ૧ વાલો સામુદ્રવીજેરે કુળ ચંદલોરે; માતા શીવાદેવી હયડાનો હાર. શીવા૦ ૨ અતી મનોહર રૂપ સોહામણુંરે; માહારા પ્રાણ તણો છે આધાર. શીવા૦ ૩ વંદે સુરસશી કર જોડીનેરે; પ્રભુ તારણ તરણ કીરતાર. શીવા૦ ૪

૨ જું.

બેહેની કોહોને અમારો કીયો દોષ; માહારો વાલો તોરણથી પાછા વળ્યારે. ટેક. સખી નોધારા અમને મેહે-

સી ગયારે; અમો આખળા ઉપર શોછે રોસ. મારો૦ ૧ પ્રીત પુરવની કયમ ગયા વીસરીરે; અમને દીધો બળે ઘણો શોસ. માહારો૦ ૧ સખી લોક અટારા મેહેણાં બોલશેરે; તેને મોહોડે દેવાશે નહીં હાથ. માહારો૦ ૩ કહે રાજેમતી હું આહાવું જાણતીરે; સુરસખીની સાખે છેડો શાત. મારો૦૩

૩ જું

સખી હું છું જોનેરે ભોળી નાર; ખેહેની છેલ ઘણુંરે મુને છેતરીરે. ટેક. ખેહેની સીચ તુ જાને ઉતાવળીરે, જીવન જાના તુ જુગતીથી વાર. ખેહેની છેલે ઘણુંરે મુને છેતરીરે. ૧ કર જોડી અરજ માહારી ઓચરેરે; જેમ રીઝે રશીલો વરરાજ. ખેહેની૦ ૨ કેહેજે ન ઘટે જે નારીને ઉવેખતારે; પ્રભુ રૂદીએ વિચારી જુઓ આજ. ખેહેની૦ ૩ સુરસખી સદા ચરણે નમુંરે; રાખો બાંહ ચહેકી જોને લાજ. ખેહેની. ૪

૪ થું.

ધન ધનરે શ્રી નેમ જીણંદ; જેણે નારી તજીરે નવ જોબનારે. ટેક. પ્રભુ પંચમાહાવ્રત ઉચરીરે; ઉપજાવ્યું તે કેવળ અનુપ. જેણે નારી તજીરે નવ જોબનારે. ૧ દીક્ષા કેવળ ઉપાવીને રાજુલ ગયાંરે; જોવા શીવરે વધુ કેર રૂપ. જેણે૦ ૨ ધંન નેમ જીણંદને રાજેમતીરે; સાગા સામી બાંધી છે ભલી હોડ. જેણે૦ ૩ નેમ રાજુલ બેઉ મુગતે

અવારે; વંદે સુરસશી કરજોડ. જોણે૦ ૪

## સ્તવન ૫

### ૧ રાગ કાફી પરજ

દ્રગ ખશીયાજી મારે નેણું ખશીયાજી; ભલે આવ્યાંરે રાજેંદ્ર દ્રગ ખશીયાજી. ટેક. જરતારીરે પટનેજા ફરૂકે; સુંદર નાગપર તંબુ કશીયાજી. ભલે૦ ૧ ગજ ઘોડારે રથ મીના પાલખી; જાન જોવાને બહુ સુર ધશીયાજી. ભલે૦ ૨ ખટ દોય ભત્ર તુમથી મન બાંધ્યું; નવ ભવનારે તુમે છો-રશીયાજી. ભલે૦ ૩ સુખ સુધારણ દુરીત નીવારણ; પ્રાણ સ્નેહી મારે રૂદે વશીયાજી, ભલે૦ ૪ પશુવાં પોકાર સુણીરે દયા શીધુ; સુરશશીનો સ્વામી ત્યાંથી ખશીયાજી. ભલે૦ ૫

### ૨ જુ

નેણાં ઠરીયાંજી મારા દ્રગ ઠરીયાંજી; રૂપ જોઇનેરે મારા નેણાં ઠરીયાંજી. ટેક. જન્મ્યા માં જાદવ હાંશી જગત-માં; મોંઘાં માં થાઓ અમો પુરવે વરીયાંજી. રૂપ જોઇનેરે મારાં નેણાં ઠરીયાંજી. ૧ ભાગ્ય ઉદય આજ માહારૂંરે મો-હન; તુમ દરસન સુકૃત કરીયાંજી. રૂપ૦ ૨ તુમ બંધવ બત્રીસ સેહેસ નીભાવે; જુઓ દેવને છેજી પરીયાંજી. રૂપ૦ ૪ એમ ઓલંભા દે તીહાં રાજુલ; નેમેશ્વર ચીત નવ ધરિયાંજી. રૂપ૦ સુરસશી કહે જાવા દેત નહી; પણ લોક

લાજ થકી ડરીયાંજી રૂપ૦ ૫

૩ જુ

મોહોલ પધારો માહારે મંદીર પધારો; મન આનપારે ધાલગ. મોહોલે. ટેક. કૃપા કરીને પાણીગ્રણ કીજે; ર. શીયા રંગના વાત વધારો. મંન૦ ૧ તુમ આણા હું શીર ચઢાવું; મુજ અબળાનો પીયા જન્મ સુધારો મંન૦ ૨ ઝાજુ કેહેવાનું કોહોને કારણ શું છે; થોડું કહ્યું તે ઘણું કરી અવધારો. મંન૦ ૩ રજુલ કહે આ લોકનું મેહેણું; તરત દેશે તેનો નથારે ઉધારો. મંન૦ ૪ સુરસશીનો વાલો કહ્યું નગીનાને; રથડો વાળીને ગયા વેગે અટારો૦ મંન૦ ૫

૪ થું

ઘણુ સુખીયાજી થયા અતી સુખીયાજી; ચારીત્રનેરે લેઇને થયાં સુખીયાજી.ટેક.દીન પંચાવને કેવળ પામ્યા; કરમ સારવને કરચાં દુખીયાંજી. ચારીત્ર૦ ૧ પ્રીત નીભાવવા કારણ પોતે; રાજુલને સમાચાર લખીયાજી. ચારીત્ર૦ ૨ રાજુલ તતખર થયાં તીહાં જાવા; મુકયાં મોહ માયા ને વીખીયાજી. ચારીત્ર ૩ રાજુલ જાઇને નમ્યાં પ્રભુ ચરણે; પ્રેમ શનેહી નયણે નીખીયાજી. ચારીત્ર૦ ૪ સુરસશીને વાહાલા તીહારો ભરૂસો; દેવ શકળમાં મેં તુમે પ્રખીયાજી. ચારીત્ર૦ ૫

સ્તવન ૬

સુણ માહારી હેલી ઉભીતી એકેલી; પ્રેમ ગગનમાં

ભરેલી. સુણ૦ ૧ કરી વરઘોડો પીયા તોરણ આવ્યે; ખુ઼ં-પમાં કલંગી ધરેલી. સુણ૦ ૩ ચડીરે અટારી હુંતો જોવા જીવનને; ઘનશ્યામ મુરતી બનેલી. સુણ૦ ૨ ઉરમાળા મુ-ગતાફળ રાજે; દુગ દુગી રત્નરે જડેલી. સુણ. ૪ સુરસશી કહે કેમ વાલા પાછા; નથી કાંઈ વાત કરેલી સુણ૦ ૫

## ૨ જુ

સહીઆર સમાણીરે હું લલચાણી; પુરણ પ્રીતમાં બં-ધાણી. સહી૦ ૧ કોટી સશી જેના મુખપર વારી; બાલે મધુરી જોને વાણી. સહી૦ ૨ હુંરે ભોળી કાંઈ ગનગાં ન આણું, રીસ ચડી તે ન જાણી. સહી૦ ૩ કહે સખી પશુવા કે કારણ; નેમ ગયા દયા આણી. સહી૦ ૪ સુરશશી કહે સંજમ લેશે; વરશે શીવ પટરાણી. સહી૦ ૫

## ૩ જુ

સખીરે સુખાસને કેમ રેહેવાશે; દાહીલા દીવશ કેમ જાશે. સખી૦ ૧ નવ ભવ નેહ વીસારચો છે વાલે; હુંતો રહીતી ઘણી આસે. સખી૦ ૨ વરશીદાન દેઈ સંજમ લીધું; ગયા ગીરનારે ઉલ્લાસે. સખી ૩ રાજુલ તતખર થયાં તીહાં જા-વા; સંજમ લે પ્રભુ પાસે. સખી૦ ૪ સુરસશીને વાહાલા તાહારો ભરૂસો; તુજ કરૂણાથી દુખ જાશે. સખી૦ ૫

---

## ૪ થું

કેવળ ઉપાવીને મોક્ષે સધાવ્યા; ભવીક જીવ ગન ભાવ્યા. કેવળ ૧ ચોસટ સુરપતી કરેરે સ્તુતી; અહો પ્રભુ કરમ ખપાવ્યા. કેવળ૦ ૨ સુર ઓછવ કરે ગળી બહુ કોડે; અનુભવ ફુલડે વધાવ્યા. કેવળ૦ ૩ અધમ ઓધારણ બીરૂધ તીહારૂ; ફીરપા કરોને જીનરાયા. કેવળ૦ ૪ સુરસશી તુમ ચરણ પ્રતાપે; પ્રેમે તાહારા ગુણ ગાયા. કેવળ૦ ૫

## સ્તવન ૭ રાગ કાફી

છેલ છબીલી રાજેમતી; આવ દેખાડું ઘનશામરે. આંકણી. આ જોને ઉભા એકાંતમાં વાલો પુરણ પ્રેમનું ધામરે; નાણે ટાંણું નહી ભજે આવો વાત તણો વીસરામરે છેલ૦ ૧ તું તત કરી લે વીવેકથી નથી ખરચવો કાંઇ દામરે; રશીયાને રીજાવજે કરી તન મન ખુરબાનરે. છેલ૦ ૨ રાજુલ કહે સુણ સખી તું જોને ઉભી આણે ઠામરે; હું મોજ લેઉ પીઉ આગળે તો, રાજુલ મારૂ નામરે, છે૦ ૩ નેણ કંકાલ લે કામની, ખોલવાની, હઇએ ઘણી હામરે. છે૦ સુરસાશીના નાથ સાથે ખોલ્યાં; પ્રેમનાં વેણ વામરે. છે૦ ૪

## ૨ જુ

ઓરા આવો અલબેલડા, વારે વારે હું વારણે જા

ઉરે. આંકણી. સોના રૂપાને ફુલડે મણી મુગતાફળ વધાવુંરે; ગુંથુ ચોસર પ્રેગનાં હુંતો હેતે કરીને પહેરાવુંરે. આ૦ ૧ બાંહે બાજુબંધ બેરખા બાંધી, મન માહારૂ રીઝાવુંરે. વેણ તમારાં સાંભળી માહારા, તનના તાપ સમાવુંરે. ૨ છેલ છબીલા છોગાલા, હુંતો જોઈને રાજી થાઉરે; બાંધું હિંચોળો હેતનો હુંતો ખાંત કરીને જુલાવુંરે. ૩ આતો માણીતા મોહલમાં હુંતો, પ્રેમ સુધારસ પાઉંરે, સુરસશીના નાથને, કહે રાજેગતી ગુણ ગાઉંરે. ૪

૩ જુ

છેલ છબીલા તમપર વારે, વારે હું વારેવારીરે. આંકણી. મોતી મોંઘાં મુલના પહેરચાં, કાનમાં કુંડલ ભારીરે. ગળચુવે ઓણી ગુંથણી તેની સોભા લગત પ્યારી. છેલ૦ ૧ મોતીની માળા બેવડી શોભે હિંદળહાર હજારીરે. મણીમે મુગટ દીપતો ઉપર કલંગી લજારીરે. છે૦ લટકે તારા તજ્યા વળી દીસંતા સુખકારીરે; પહેરયાં પીતાંબર ઓપતાં ભારે જામો છે જરતારી. છે૦ ૩ ટીલુ ભાળ વીસાળમાં, આંજી આંખલડી અણીઆળીરે; સુરસશીના નાથની શોભા, ત્રીભોવનથી ન્યારીરે: છેલ૦ ૪

૪ થુ

ખમા ખમા તમને ખમા ખમા ખમા ઘણી ખમા

રે. આંકણી. આવો માહારે આંગણે તો, રંગના ઓડનમારે સનેહીને ભાળતા માહારા ત્રીવીધ તાપ સમ્યારે. ખમા૦ ૧ નેહુ નીભાવન નાથજી મારા અંતરમાં રમ્યારે; આજે લગીમુજ એકલી જાણી; વેહે વેહેરી દમારે, સનેહી ધનશાગ તમો નથી માહારે હાથ જમ્યારે; નાખ શીખની શોભા ન્યાળતાં, તમો માહારે મન ગમતારે, ખમા૦ ૩ કીરપા હાવે કીજીએ અમો ભવ ઘણું ભમ્યારે. હાવે સૈજપાર સંસારનો, જો સુરસશીનો નાથ શમારે. ખમા૦ ૪

## સ્તવન ૮

## રાગ ગરબો

નેમ નગીનો તોરણે, સાહેલીરે; ઉભા આણંદ ભેર મંડપના ચોકમા, સાહેલીરે. ૧ આભુષણ અંગે સોભતા સાહેલીરે; કુંડળ લલકે કાન મંડપ. સાહેલી. ૨ મુગટ મણી જડીયા બહુ, સાહે૦ તોરાના બહુ માન. મંડપ. સાહેલી૦ ૩ ગળે અમુલખ ઓપતાં, સાહે૦ મોતી મોઘાં મુલ, મં. ડપ૦ સાહેલી૦ ૪ સુરશશીના નાથની, સાહે૦ કહો કુણ આવે તોલ, મંડપ; સાહેલી. ૫.

## ૨ જું

બીજી સખી મુખ ઓચરયાં, સુણ બેનીરે; અચરીજ દીઠું મેં આજ, મેડીના ગોખમાં, સુણ બેનીરે. ૧ આંક-

ણી, રાજુલ નરએ નેમને, સુણ; સખી નથી કોઇ પાસ. મેડી- ના. સુણ૦ ૧ મુખ મલકે હાંસી કરે, સુણ; આણંદ ભરી ઉલ્લાસ, મેડીના. સુણ૦ ૨ રાત એઉ ચુકે નહીં, સુણ; પુરણ બાંધી પ્રીત, મેડીના. સુણ૦ ૩ સુરસશીના નાથની, સુણ; કોઇ ના જાણે રીત, મેડીના. સુણ૦ ૪

૩ જુ

ત્રીજી સખી એમ બોલીયાં, મૃધાનેણીરે; જઇએ રા- જુલ પાસ, છબીલી શું કરે; મૃધાનેણીરે. ૧ આંકણી. સ ૨વ સખી મળી ચાલીયા, મૃધા; આવ્યો આપણો લાભ, છબીલી. મૃધા૦ ૨ શું નરઓ એકલા નાથને, મૃધા; અમો નહીં માગીએ ભાગ, છબીલી; મૃધા૦ ૩ અન્યોઅન્ય હાંશી કરે, મૃધા; રાજુલે ઢાળ્યાં નેણ, છબીલી; મૃધા૦ ૪ સુરસશી કહે ચોથી સખી, મૃધા; બોલી ગરમનું વેણ, છબીલી શું કરે, મૃધાનેણીરે. ૫

૪ થુ

વર કાળો ગોરા તમો, સખી મારીરે; એમાં શું મ- કલાવ, સલુણી સાંભળો સખી મારીરે. ૧ આંકણી. અમો એવા પરણું નહીં, સખી૦ એવી અમારી ટેક, સલુણી; સખી. મારીરે. ૨ ગોર પુજી કેમ જાણીએ, સખી; માગ્યો મળે વર નેક, સલુણી. સખી. ૩ રાજુલ કહે તું બાવરી, સખી.

ગુણનાં મોંઘા મુલ, સલુણી; સખી૦ ૪ એ સુરશશીના નાથ છે, સખી. જેનું હરીવંસ કુળ, સલુણી. સખી મો. રી૦ ૫

### સ્તવન

### રાગ પરજ

મુને કોઇ મેળોરે આલેશ્યો સમુદ્રવીજેરે કુળદીવડોરે; મને કોઇ મેળો. ૧ આંકણી. જેરે ગીલાવે તેનો ગુણ નહીં ભુલુ; કરી રાખુરે મારા જીવડોરે મુને૦ ૨ અરજ સાહેલી માહારી પ્રાણ પીઆરીઃ લાવ મનાવી માહારો પેઉડોરે. મુને૦ ૩ કેપ ધુતારી મારો વાલો ભરમાવ્યો; વર મારો સુઘડ ગરીબડોરે. મુને૦ ૪ સુરસશીના વાલા રાજુલ તલખે; પ્રાણ સનેહી આવી મળોરે. મુને૦ ૫

### ૨ જુ

બેનારે મુને કાળજે કાંઇ કાંઇ થાપછેરેઃ વાલા વીના. ૧ આકણી. દીન નહીં ચેન સુખ નહી નીંદ્રા, તલફ તલફ રેન જાય છેરે; વાલા વીના. બેની૦ ૨ નવરંગ ચોળી સાડી અજબ આભુષણ, ભાળીને ચીત ભરમાય છેરે; વાલા વીના. બેની૦ ૩ ઘરમાં ગમે નહીં બાહાર ન ગોઠે, જીવ માહારો મુંઝાયછેરે; વાલા વીના. બેની૦ ૪ સુરસશીના વાલા રાજેમતીના, આંસુડે અંબર ભીંજાયછેરે. વાલા

વીનો. એની. ૫

### ૩ જુ

ઇને કોઇ લાવોરે ઓલે કામણગારે કામણ કરયુંરે;
ઇને કોઇ. આંકણી. ભાળતાં ભુરકી નાંખી અલબેલે, કોણ
જાણે જો મને શું કરયુંરે. ઇને૦ ૧ લેહેરૂં આવેરે, તેનું
દરદ ન જાણ્યું, મોહની લગાડી ભરણું ભરયુંરે. ઇને૦ ૨
નેણ કટાક્ષમાં નેહ જણાવ્યો; મનડું માહારૂં એહથી ઠરયુંરે
ઇને૦ ૩ સુરસાશીએ મંત્ર વાદીથા; ચોરાસીનું ચેટક ટળયુંરે
ઇને૦ ૪

### ૪ થું

સખીરે એતો ભવદધી તારણ નાવ છેરે, વાલોમારો
આંકણી. આઠ ભવની વાલે પ્રીતડી તોડી, માટે કહાનો
મારા દાવ છેરે. વાલો. સખીરે. ૧ મુજને મેલીને પીયા
પરણે મન ગમતી; શીવવધુ વરવાનો ભાવછેરે. વાલો.
સખીરે. ૨ પ્રેમ કંકોતરી સખી મુજપર આવી; માહારે
તીહાં જવાનો ઠરાવછેરે. વાલો. સખીરે. ૩ સુરસાશી કહે
રાજેમતીનો, અવીચલ ચુડલો જડાવછેરે વાલો. સખીરે. ૪

## સ્તવન ૯ મું

### રાગ પરજ

બાલમ મ્હોરા આવો નેમનગીના, નેમનગીના રંગના ભીના.લટકાળા વરરા. આંકણી. મંડપમાં આવી મોહ લગાડી, કોહોને જાઓછો કેમરે, બાલમ મ્હોરા આવો. સરખી સમાણી હાંસી કરેછે, જાણ્યો તમારો પ્રેમરે. બાલમ. ૧ આઠ ભવની પ્રીત છે તમથી, ભલો રાખોછો ભાવ; ફુલાંને ડીંટે દુભ્યા નથી, તમો કીયો વાજોછો દાવરે. બાલમ. ૨ નરણાં ભરી ભરી નીરખવા ઉભી, નવ રહી હૃદે ધીર; ભાગતાં ભુરકી નાંખી તમો, મુને મારચો નેણુંમે તીરરે. બાલમ ૩ અંતર ધ્યાન એવો નવ કરીયે, રાખીજે રૂડીએ મેહેર; સુરસશીના વાલારે તમથી, નથી પુરવનું વેહેર. બાલમ. ૪

## ૨ જી

હો છેલા મ્હોરા આવો ગોઠડી કીજે, ગોઠડી કીજે ને પ્રેમરસ પીજે, નરણાં ભરી ભરી નાથ. હો છેલા મ્હોરા આવો ગોઠડી કીજે. આંકણી. ભાતભાતના આભુષણ પેરાવું, બાકીના રાખું કોન, મેહેર કરી મુજ ઉપર વાહાલા, આવોને મોહોલાં માંય. હો છેલા. ૧ ૫૫ પકવાન મીઠાઇ મેવા, જુગતે જમાડું નાથ, ભાવતાં ભોજન માગી લેજો

રૂ ઠારૂં મ્હારો હાથ, હો છેલા ૨ સર્વાંગ સોપારી એલા ધચી આપું, બીડે આપુ પાન, મન ગમતી જો પરણી બીજી તો, મુજને દેજો માન હો છેલા ૩ ખાંત કરીને ખાટ પે ઢાળું, પ્રેમે ઓલાંસુ પાય, સુરસશીના વાલા વીવેકી, વીઝણે ઢળું વાય. હો છેલા ૪

૩ જુ

છબીલા હું તો તારે છોગલે મોહી, છોગલે મેં હીને પ્રેમમાં પ્રોઇ; રહી છું ક્યારની જોઇ. છબીલા૦ આંકણી. મોળીયું બાંધ્યું આંબળ પેચે, કલગીનું બલ જોર; ટપકું કરચું કસ્તુરીનું ગાલે, મુજ ચીતડાનું ચોર. છબીલા૦ ૧ જર કસી જાગો કમર કટારાં, કે પર કસીયાં આજ, કેઇ વેળાની ઠરગરૂં છું, તગને નથી પાંચે લાજ. છબીલા૦ ૨ આજબ સુગંધી અગોઝીક તોરો, તેહને બાગણે જાઉં, કાનમે મોતી ગળે બીચમાળા, હું જોઇને રાજી થાઉં. છબીલા૦ ૩ આંહી ઉભા છો ત્યાંહાં લગી આણંદ મુજને, કહેશો જે રપડો હાંક, ભર્યા માણસમાં સાઇરા [illegible]લો, સુરસાશીની શાખ્ય છબીલા૦ ૪

૪ થુ

હો પ્યારી મીથ્યા સુપનમાં શું મોહી, મીથ્યા સુખ સુપના જેવું છે, એને સગુ નહી કોઇ હો પ્યારી. આંક-

ણી. અલ્પ સુખ આ રંગ પતંગનો, ઉડતાં ની લાગે વાર, કરમ ખપ્યા વિના કેવળ ન મળે, કહુ તુને તે વીરતાર. હો પ્યારી. ૧ મરવું અવતરવું ફરવું ચોરશી, એક સમાનના દુઃખ, ઝીખન જાણંદ આદે પપા પ્રભુ, તેણે મોક્ષ વખાણ્યું સુખ. હો પ્યારી૦ ૨ મુગતી મોહોલમાં માણવું હોપ તો, તતપર થાજો તરત; અવચળ રહેશે એવાતણ તારૂ, કહુ તુને સાપ્રત. હો પ્યારી૦ ૩ નેમ રાજુલ બેઉ મોક્ષે સીધાવ્યાં, પામ્યા પુરાણ ધામ; સુરસશીના વાહાલાને ભજતાં, સફળ મનોરથ કામ. હો પ્યારી૦ ૪

## સાંતીનાથના સ્તવનો.

### સ્તવન ૧ લુ

ધન ધનરે દીવાળી મારે આજુનારે. મેં તો છબી ની રખી જીન રાજનીરે, ધન ધનરે દીવાળી મારે આજનારે. પહેરી આંગી અલોકીક જાતનીરે, માંહી બુટ્ટી દીસે ભાત ભાતનીરે, ધન૦ ૧ મણી હીરલા મુગટમાં જડ્યા બહુરે, કાને કુંડળની સોભા શી કહુરે. ધન૦ ૨ મને ફીરપા કરી તે હું કહુ કશીરે. મારે વાહાલે મુજ સામુ જોયું હંસીરે ધન ધન૦ ૪ પ્રભુ સાંતીજીણંદ રૂપીએ વસ્યારે થઈ સુરસશીની ચડતી દશારે ધન ધન૦ ૪

---

२ જુ

ધન ધન રે ચોવડીયું મારે આજનુરે, મેં તો મુખડુ જોયું જીનરાજનુરે. ધન૦ ૧ ટેક. વાલાના વદનપર વારી કોટીક ચંદ્રમારે, પ્રભુને નીશ દીન વંદું છું હુંતો ખમારે. ધન૦ ૧ પ્રભુનું મુખડુ જોનારે રદ લાગશેરે, દુખ જાનમ મરણનું ભાગશેરે. ધ૦ ધ૦ ૨ વાલો મનના મા નાતે સુખ આપશેરે, કરી પોતાનો અખેપદ થાપશેરે. ધન ધનરે૦ ૩ ગાઓ ગીત ગ્યાન તાન બહુ સોહામણારે, સુરસશીને શદાએ વધામણારે ધન ધનરે૦ ૪

૩ જુ

ધન ધન આજુનો દી રળીઆમણોરે, સુરજ સોનાનો ઉગ્યો સોહામણોરે. ધન ધન૦ ટેક. વાણુંવાતાં પ્રભુને ચરણે નમ્યોરે, જીનરાજતે માહારે મન ગમ્યોરે ધન૦ ૧ નવ ગ્રહ સમા થયા મારે આજથીરે, વળી દશા તે શ્રી જીન રાજથીરે ધન૦ ૨ મુખ જોતાં તે દુખ સરવે ગયુંરે, વાલાનું ધ્યાન સદા ચીતમાં રહ્યુંરે. ધન૦ ૩ આપી સેવા તે સુધ મનથી ખરીરે. સુરસશી ઉપર કરૂણા કરીરે. ધન ધન૦ ૪

૪ થુ

મારે આજ આણંદ વધામણારે, હુંતો લઉરે વાહાલાજીના ભામણાંરે; માહારે આજ આણંદ વધામણાંરે.

ટેક. મુને દાસ પોતાનો જાણીઓરે, અથડાતાં ડગાણું આ- ણીઓરે. મારે૦ ૧ આપ્યું દરસન જે દુર્લભ દેવનેરે, મુને કીધું તું રેહેજે મારી શેવમાંરે. મા ૦ ૨ એવો દીધો ભ- રૂસો સાચા ગુરૂરે, પ્રભુ વીના જગમાં મીથ્યા સાહારે. મારે૦ ૩ મેહેર કરીને માહારા મનમાં રમ્યારે, સુરસશીને જીનરાજજી ગમ્યારે. મરે૦ ૪

## અજીતનાથના સ્તવનો

### સ્તવન ૧ લુ

મન માહારૂં વેધાણુંરે અજીત જીણંદશું, પ્રભુ દ- રસન વીના એક પલક જુગ જાયજો, ધ્યાન સદા મન- માંરે તુજ કરૂણા યશી, ધારાધરને નીલકંઠ જ્યમ ધ્યાયજો. મન૦ ૧ શીધુ સુતાને જ્યમ લોભી મન ચાર્યુ છે, અબુક સાથે જળચરને બહુ પ્રેમ જો; પુંડરીકને દીવા કરશું પ્રી- તડી, તુમ સંગાથે નીશ દીન મારે એમ જો. મન૦ ૨ કમોદના ચાહિરે દધી સુતને સાહી, પતંગને જેમ દીપક સાથે નેહજો; પ્રીત તણો પડછોરે કેમ કરી દીજીએ, પ્રીત તણું વશ સુંપે પોતાનો દેહ જો. મન૦ ૩ એ પ્રીત ખરી પણ અવસરે એકુંગી કહી, તુમ સંગાથે તીક્ષણથી પ્રભુ મુજ જો, તન મન ધન તમ ચરણે સુંપુ રાખ્યા, અંતર ગતની તમ આગળ કહી ગુજજો. મન૦ ૪ કરૂણા દ્રગ

કરો તો કારજ નીપજે, બીરૂદ તીહારા તારણ તરણ કહાજો, સુરસશીને અચીરગ પદવી આપજો, શાબીને પ્રભુ બાહિ ગ્રહીકી લાજ જો મન૦ ૫

૨ જુ

મન માન્યા લાલ, હું ઘણું અપડાયોરે, અતી ઘણા સ્થાભથી અજીત જીનરાજ મનવંછીત ફળશેરે તુમ આલંભ છે. ટેક તમે આપ શગાન્યે ઘણા કરીયા, ભવ શીંધુ તે સેહેજે તરીયા, તેના શીવવધુ વેગે વરીયા, મન અજી૦ ૧ તુજ મુરતી અતી મોહનગારી, મારી દ્રગ પરી નવ રહે ન્યારી, મુને પ્રાણ પરી લાગે પ્યારી. મન. અજી૦ ૨ તુમ દરસનથી દુખડા જાવે, શાગરંતા રીધી ઘણી પાવે, સુતક્રત નીશદીન તોરા ગુણ ગાવે. મન અજી૦ ૩ તુંતો ઉપગારી સ્વાગી સાચો, કરી મેહેર સદા મુજપર રાચો, મેં તુમ તારક જાણી જાચ્યો. મન અજી૦૪ કહે સુરસશી મુજને ઘેર્યો, દીધો મોહરાએ મુજપર ડેરો, હવે ફના કરો ભવ. નો ફેરો. મન. અજી૦ ૫

૩ જુ

ગુણવંતા લાલ, ગુણ સાગર ગંભીર, જગતમાં તું શાહી. અજીત જીનરાજ અંતર ગતની ગુજ એ તમ આગે કહી. ટેક. પ્રભુ પ્રીત તમારી મેં જાણી. કરૂણા દ્રષ્ટી

મુજપર આણી, લીધો નરકાદીક પંકો તાણી. ગુણ આ૦ ૧ આપ્યું દરસન શોવા સુખ સારૂ, તેણે ઠાગ સકળ સીજે માહારૂ, પણ વળગ્યું જગત્ર તણું લાહારૂ. ગુણ. આ૦ ૨ તેમાં ઠાગ ક્રોધ ફરે ફેરે, નીશ દીન સદા મુજને હેરે, સુક્રીત કરતાં આવે ઘેરે. ગુણ. આ૦ ૩ એ બળીયા સાથે કેમ ભીડીએ, વળી પક્ષ વીના તે કેમ લડીએ, માટે વાલેશ્વર વારે ચડીએ. ગુણ. આ૦ ૪ એ જીતી જગતમાં જસ લીજે, પરમેશ્વર વંછીત ફળ દીજે, સુરસશી આપ સમો કીજે. ગુણ. આ૦ ૫

## ૪ થુ.

મત કર અભીમાન, નાસચે નથી રેહેવુંરે આણા દેશમાં. જાવું છે જરૂર, સમજો નહી તો વાટ ઉઠી આ વેશમાં. ટેક. તેં પીડ પીધાથી નવ જાણી, રહ્યો મન રમણી સાથે માણી; બાંધી કર્મ તણી ગાંઠો તાણી. મત૦ જાવું ૧ તું કપટ કરેછે બહુ વેશે, તારૂ પલ પલનું લેખું લેશે. તુને પરમાધામી બહુ દુખ દેશે. મત૦ જાવું૦ ૨ તેં વ્રત પચખાણ કાંઈ નવ જાણ્યું, ફરયો લોભ વશ નીશ વાણું. મત૦ જાવું૦ ૩ કાચી કાયા જેને જંગ ઘણું, તેમા પાંચ ઈંદ્રી તેં પોખી ઘણું. તેં ભાતું કીધુ નીગોદ્ય તણું. મત૦ જાવું૦ ૪ તું થીપલ સુખને પાલે ચડને, વળી બત્રીશ દોષને પરી હરને; છે અવસર તું એ કા-

રજા કરને. મત૦ જાવું૦ ૫ એમ મન પોતાનું સમજાવે સુરસશી જો પ્રભુ ભકતી ભાવે, ફરી અવસર આવો જોને નહીં આવે. મત૦ જાવું૦ ૬

## માહાવીર સ્વામીના સ્તવનો.

### સ્તવન ૧ લું

શ્રી જીનવર મુખ જોઇને, આણંદ ઉર નવી માય. મનડું લોભાણું. મણીમેં મુગટ સોહામણો, કોટીક કરણો સમાય મનડું૦ ૧ કુંડળ છે બેઉ કાનમાં, ગળી મોતીનો હાર. મનડું૦ ૨ બાંહે બાજુ બંધ બેરખાં, કર બીજોરૂ સાર મનડું૦ ૩ માળા મોતીની બેવડી, કંઠે નવસરો હાર. મ૦ આંગી અનોપમ ઓપતી, જોતાં લાગે તાંન. મનડું૦ ૪ સુરસશી એ છબી ઉપરે, તન મન ધન કુરબાન. મનડું૦ ૫

### ૨ જું

કડાં કંદોરા હીમના, ઘુઘરીએ ઘમકાર. મનના માન્યા છો. સોના સાંકળાં ઉપરે, નંગ બહુ જડીયાં સાર. મન૦ ૧ હીરા કંઠીઓ બહુ મુલી, રતન જડીત્ર છે કામ. મન૦ ૨ પદમાસન વાળી પ્રભુ, બેઠાં સુંદર શ્યામ મન૦ ૨ અષ્ટ કરમને જીતીયા, અતુળી બળ અરીહંત મન૦ તે સુખ અમને આલજો, કેમ ના દ્યો ભગવંત. મન૦ ૩ સ્વારથ

પોતાનો સારખો, કહો હું રઝળું કેમ. મન૦ ૪ સુરસાશીન ઉપરે, પ્રભુજી આણો પ્રેમ. મન૦ ૫

૩ જું.

આગળ આવણ એક જાણી, વીચરંતા બહુ દેશ તે કેમ વીસારો. સજ્જન સહોદરપણો, ધરતા નવ નવા વેશ તે કેમ૦ ૧ દેવ રાજ્યામાં એક જણા, જીન ગુણ ગાતા સાર. તે કેમ૦ હું તગને નાત્ય પુછતો જો, માહારે તુમે આધાર. તે કેમ૦ ૨ પદ પામી વીતરાગનું, થયા ત્રીભોવન નાથ. તે કેમ૦ ૩ તુમે મુજથી અંતર કરી, પકડો શીવવધુ હાથ. તે કેમ૦ એ ન ઘટે જીન રાજજી, કરવો અંતર આગ. તે કેમ૦ ૪ સુરસાસી ઇહાં આપડે, તેનું કરશો કેમ. તે કેમ૦ ૫

૪ થું

ખમા ખમા તમને ખમા, શ્રી જીનવરજી માહારાજ તમને ઘણી ખમા દેવ દેહેરાં બહુ આપડ્યો, તમથી સરશે કાજ. તમને૦ ૧ આગળ કહીં જન ઓધરયા, તમ કીરપાથી સાર. તમને૦ શેઠ સુદરસનને વળી, ચંદનબાળા નાર. તમને૦ ૨ સુરપાણી જક્ષ પ્રભુ, ઉપસર્ગ કીધું કામ. તમને૦ ૩ ચરણે ડશીયો ચંડકોશીયો, તેને આપ્યું આઠમું ધામ. તમને૦ ૪ એ વીના કહી જન ઉપરે, પ્રભુજી આણ્યો પ્રેમ.

તગને૦ સુરસશીને તારતાં; આળસ થાયે કેમ તગને૦ ૪

## સ્તવન ૨ જુ.

### ૧ લું.

પ્રીત સરવથી ન્યારી, હોજી તમારી પ્રીત સરવથી ન્યારી. આંકણી. મુઠી બાકુળ માટે પ્રભુ રીઝયા, ચંદન-બાળાને તારી. હો૦ ૧ સુળી ભાગીને કીધું સીંહાસન, શેઠને લીધો ઉગારી. હો૦ ૨ ચંડકોશીયો ગયો દેવલોક, કરણી તે કેવી સુધારી. હો૦ ૩ સુરસશીના વાલા રશીક શીરોમણ, ચરણ કમળ બલીહારી. હો૦ ૪

### ૨ જુ

આંખલડી અણીયાળી, હોજી તમારી આંખલડી અણીયાળી. આંકણી. અંખડી જોઇને મારૂં મન લલચાણું, વદન સકુમળ ભાળી. હો૦ ૧ નેન કચોળાં રૂડાં પ્રેમનાં ભર્યાં છે, કીકી મનોહર કાળી. હો૦ ૨ નીખશીખ રૂપ તાંહારૂં જે નીરખે, નીત નીત તેને દીવાળી. હો૦ ૩ સુર-સશીના વાલા રશીક શીરોમણ, લાગી છે તુંગ સંગ તાળી. હો૦ ૪

### ૩ જુ

મુખડાને મટકે, હોજી તમારા મુખડાને મટકે

આંકણી. અધુર પ્રવાળી હશીને જુઓ છો, મન હરી લ્યો છો લટકે. હો૦ ૧ ભ્રગુટીક બાહાણ મારોછો મોહનાં, કાળજા વચે ખટકે. હો૦ ૨ વશીકરણ વિદ્યા વશાવો છો નેણમાં, તુમ ચરણે ચીત અટકે. હો૦ ૩ સુરસશી તારા રશીક શીરોમણ, સેહેરું આવે છે એમ ચટકે. હો૦ ૪

૪ થું.

મુરતીએ મનડું લોભાણું, હોજી તમારી મુરતીએ મનડું લોભાણું. આંકણી. અંગે આભુષણ ઘર્યાં બહુ ભાતી, નીરખ્યાં સફળ રે વાણું. હો૦ ૧ ધન દોલત બીજી કોણ કામકી, જેને પ્રભુ ખજાનો નાણું. હો૦ ૨ તુમ કરૂણાથી મનોરથ ફળીયા, એમાં ફેર નહીં નિશ્ચે જાણું. હો૦ ૩ સુરસશીનાં બહુ કારજ કીધાં, તમો ભુલ્યા નથી એ ઠેકાણું. હો૦ ૪

## સ્તવન ૩ જું.

૧ લું.

તમારા લટકા ઉપર વારી, લાલ લટકાળા. લટકે ચંદનબાળા તાહારી. લાલ લટકાળા. ૧ સુળીનું કીધું શીહાસન, લાલ. ત્યાં ઉગાર્યા સેઠ સુદરસન. લાલ૦ ૨ ચરણે ચંડકોશીયો ડશીયો, લાલ. તેતો દેવલોક જઈ વશીયો. લાલ૦ ૩ કુંવર મોહવંતો કોઈ ન જાણે, લાલ. તેતો અવીચળ સુખને માણે

લાલ૦ ૩ મારે રીત તમારી ન્યારી, લાલ. તમને સુરસશી બલીહારી. લાલ૦ ૫

૨ જુ

આંખલડીમાં કામણ કીધું, છેલ છોગાળા. ચીતડું મારૂં ચોરી લીધું. છેલ. ૧ ભ્રગુટી દીસે બહુ અટારી, છેલ. મુજને વાગી પ્રેમ કટારી. છેલ૦ ૨ તેનું દરદ કીહાં જઇ કહીએ, છેલ. તમને મુકીને કયાં જાઇએ. છેલ૦ ૩ તમો તો રીતભાત સઉ જાણો, છેલ. મારા રૂદયકમળમાં માણો. છેલ૦ ૪ તમથી બાંધી પુરણ પ્રીત, છેલ. સુરસશીના એહેવી રીત. છેલ૦ ૫

૩ જુ

અનોપમ સુંદર મુખડું ભાળી, મન લોભાણું. મારે આંણદ નીત દીવાળી. મન૦ ૧ મુગટ ઉપર તોરો ભારી, મન. કલગી દીસે કામણગારી. મન૦ ૨ મુગતાફળનાં કુંડળ લળકે, મન૦ ભારે મુલા હીરા ઝળકે. મન૦ ૩ કંઠે નવસારો હાર બીરાજે, મન. અમુલખ બીજેરૂ કર છાજે. મન૦ ૪ કડાં કંદોરો બાજુ કશીયાં મન. સુરસશીના રૂદીએ વશીયા. મન૦ ૫

૪ થું

તમારી આંખલડીને લટકે, રંગ રશીયાજી. મોહ્યાં

ચીતડું આવી અટકે. રંગ૦ ૧ તમે જીભોવન જગદીત. કાવી, રંગ. મેંતો પ્રીત તમારી ધારી. રંગ૦ ૨ તમે તો ઘણાના કારજ કીધાં, રંગ. કઇને દાન અભયપદ દીધાં, રંગ૦ ૩ મુજને માયાએ ભરમાવ્યો, રંગ. હવે તો તુમ ચરણે હું આવ્યો. રંગ૦ ૪ માટે છે ન દેશો સ્વામી, રંગ. કહે સુરશશી શીર નામી. રંગ૦ ૫

## આત્મબોધક સ્તવનો.

### સ્તવન ૧ લું.

જાણમાં જાણમાં જાણમાંરે, મીથ્યા સુપને તું સાચું જાણમાં. આંકણી કુટુંબ કબીલા સારૂ ઘણું અથડાયો, મરતાં લાગી તરીલાં તાણમારે. મીથ્યા૦ ૧ પાપ કારણ તું તો ઘણું પ્રવીણ છું, પુન્ય કારણે ભાગ છે પાણમાંરે. મીથ્યા૦ ૨ કરણી તારી તું જોને વીચારી, ફોગટ આપ વખાણમાંરે. મીથ્યા૦ ૩ કુડ કપટ કરી ઘણું ગકલાયો, તારે જવું ચોરાશીની ખાણમાંરે. મીથ્યા૦ ૪ સુરસશી તારે ભવ દધી તરવો, બેશ પ્રભુ નામ વાહાણમાંરે મીથ્યા૦ ૫

### ૨ જુ

ફુલમાં ફુલમાં ફુલમાંરે, ઝાઝુ ફોગટ મુરખ ફુલમાં. આંકણી. દેવ ગુરૂની રૂડી ભકતી ન કીધી, ડાહાપણ ગયું તાહારૂં ચુલમાંરે. ઝા૦ ૧ દાન દયા તાહારે હૈ ના આ-

બા, ખાંપણ લગાડ્યું તેનો કુળગારે. ક્રો૦ ૨ ક્રીરતી કા-રણ ખાધું ખતરાવ્યું, સારવસ નાખ્યું તેં ધુળમાંરે. ક્રો૦ ૩ ઉછરયો ત્યાંથી તેનો અવળાં કરયાં છે. ડાઘ લાગ્યો છે તાહારા મુળગારે. ક્રો૦ ૪ સુરસશી પ્રભુ કેઈ પેરે સાંખશે, ગાઢે વિચાર્જી હાવે ભુલમાંરે. ક્રો૦ ૫

૩ જુ

કારગાં કારગાં કારગાંરે, ગાળ્યાં સગાં સંબધી સર્વે કારગાં, આંકણી. સારાગીપાને સન્માન કરૂં છું, અભિયાગત આવે તેને વારગારે. ગાળ્યાં૦ ૧ સ્વારથનાં એતો સરવે સગાં છે, મોહીને રહ્યો છું શું નારગારે ગાળ્યાં૦ ૨ પુત્ર કુટુંબ સારૂ દ્રવ્ય ખરચું છું, પુન્ય કરતાં તું વિચારમાંરે ગાળ્યાં૦ ૩ પર-ગારથમાં તું નવરો ન ગજે, સ્વારથે દોડે છે સવારમાંરે. ગાળ્યાં૦ ૪ સુરસશીનો વાસો સાચા સગા છે, બીજો ભ-રૂંસો કાનો ધારમાંરે. ગાળ્યાં૦ ૫

૪ થું

રાખજે રાખજે રાખજેરે, દ્રઢ પ્રીત પ્રભુથી રાખજે. આંકણી. પ્રભુ વીનાં તાહારૂં કોઈ સગુ નહીં, એમ મન તાહારાને દાખજેરે. દ્રઢ૦ ૧ સાચું બોલ્યા વીનાં કારજ નહીં સરે, કુડ કપટ કુવામાં નાખજેરે. દ્રઢ૦ ૨ પરદારસ પર ધન પરહરજે, ગાસત વચન માં ભાખજેરે. દ્રઢ૦ ૩

પ્રભુ કથા જીન પુજા ઓછવ, નીત્ય પ્રતે તીહાં તાકજોરે. ફ઼ડ૦ ૪ સુરસશીના વાલાની વાણીનો, પ્રેમ સુધારસ આ-પજોરે. ૫

## સ્તવન ૨ જુ.

### ૧ લું.

શું ફુલ્યો ફરેછે સંસારમાંરે, અભીમાનના શું પુરમા તણાય શું. આંકણી. તુતો પુન્યમાં પાન નવી વાપરેરે, મુઓ લોભિ ખુએ ઘરબાર. શું૦ ૧ તાહારે નારી સુંદર ઘ-ણા દાકરારે, તાહારે કુટંબ બોહોળો પરીવાર. શું૦ ૨ સા-થે આવી સંબંધ તોજુ થયુંરે, વીખરાતાં નહીં લાગે વાર. શું૦ ૩ સુરસશીના વાલાને જ્યારે ઓળખ્યુંરે, તોતો પામેશ ભવનો પાર. શું૦ ૪

### ૨ જુ.

માહારૂં માહારૂં કરીને વળગ્યો રહ્યોરે, એમાં તાહારૂં નથી તલભાર. માહારૂં. આંકણી. ઘેર રથ મીનાને સુંદર પા-લખીરે, દ્રવ્ય મેળવ્યું ઘણું સંતાપ. માહારૂં૦ ૧ રૂડા મેહેલ મેહેલાતો ને મેડીઓરે, મુકી ગયા જોને તારા બાપ. મા હારૂં૦ ૨ હાટી દોલત જ્યાં ત્યાં રહી જશેરે, પછી કોડી નહીં આવે કામ. માહારૂં૦ ૩ કાળ આવી ઓચીંતો તુને ઝાલશેરે, સુરસશી કેહે રહી જાશે ઠામ. માહારૂં૦ ૪

૩ જુ

તુતો ભુલી ગયો ભગવાનનેરે, તાહારા થાશે ભુંડા જોને હવાલ. તુતો. આંકણી. કડાં વેઢ વીંટીને મોતી કાનગાંરે, ઘોતી ચોટીના સુંદર ઠાઠ. તુતો૦ ૧ માંથે બાંધતો મરોડદાર મોળીયુંરે, જોઇ છોકરડાને ચાલતો વાટ. તુતો૦ ૨ ખાન પાન કરે રૂડી ખાંતશુંરે, તાહારે સુવા હીંચોળાખાટ. તુતો૦ ૩ દેવ ગુરૂની ભગતી નવી સામગ્રીરે, સુરસશી કહે મુખકું દાટ. તુતો૦ ૪

૪ થું.

શું મુખડું દેખાડછ લોકનેરે, દયા દીલમાં નથી તલભાર. શું૦ આંકણી. ઘણું કપટ કરીને ધન મેળવ્યુંરે, નવી વાવરયું તેં દેવ ગુરૂ કાજ. શું૦ ૧ જમ લોકનાં ઝપેટા જ્યારે લાગશેરે, તીહાં કરશે તાહારી કુણ સાજ. શું૦ ૨ આંહી આંખ્યો દેખાડતાં બીહીતો નથીરે, શું ફુલછ મનથી લાજ૦ શું૦ ૩ સુરસશીના વાલાનું કામ જોર છેરે, રખે જાણતો પોપાંબાઇનુ રાજ શું૦ ૪

# ચોવીસ તીર્થંકરનાં

## કલ્યાંણકની ઢાળો.

### દુહા

ચઉવીસ જીન પ્રણમી કરી, વંદી સદગુરૂ પાય; કલ્યાંણીક ગુણ ગાવવા, સમરૂ સારદા માય. ૧ વર્તમાન ચોવીસના, તીર્થંકર ચોવીસ; કલ્યાંણીક કહુ તેહનાં, એક સોહોને વીસ. ૨ આંબિલ એકાસણું કરે, વળી કરશી ઉપવાસ; દોય હજાર ગુરણું ભણે, પાપ નીરાપ્રણ તાસ ૩ ગર્ભે પ્રમેષ્ટીને નમો, અરીહંત જનમ તે જાણ; દીક્ષાના થાનક નમો, સર્વજ્ઞાય તે નાણ. ૪ પારંગનાય તે મોક્ષ છે, એ પાંચ કલ્યાંણક જોય; એક એક પ્રભુજીનાં કહ્યાં, ગણતાં નવ લીખ હોય. ૫ ગુરણું ગણે શુભ ધ્યાંનથી, મનો વંછીતફળે કાજ; ભવીક જીવને કારણે, ભવો દધી તારણ ઝાઝ. ૬ વીવીધ વીવીધ કરી વરણવું, ખુબ બનાવી તાળ; સુરસશી એ તેહની, દવાદશ કીધી ઢાળ. ૭

### ઢાળ ૧ લી કારતક માસની

અનીહાંરે વાહા વસે વીમળાચળેરે, એ દેશી.

અનીહાંરે સરસત સ્વામીને વીનવું રે, દેવગુરૂને નામું

વીશ; વર્તમાન ચોવીસનાં કહુરે, કલ્યાણક એકસોને વીસ. શ્રી જીનવરને જાઉ વારણેરે, ખલીહારી કોટીક વાર. શ્રી જીનવર૦ ૧ અનીહાંરે કારતગ માસ કમ પક્ષેરે, પંચ કલ્યાણક કેહેવાય; કેવળ સંભવ જીનવર પાંચમેરે, નેમ દુકશી ગર્ભે આય. શ્રી૦ ૨ અનીહાંરે એન તીથી શુભ મહુરતેરે, પદમ પ્રભુજી ચતુરસુજાણ; જન્મ વધાઇ કરે નગ્રમાંરે. પ્રભુ ઉદીએ થયા જુગજાણ. શ્રી૦ ૩ અનીહાંરે તેરશે પદમ પ્રભુ દીક્ષા લીએરે, આગાવાશીયાને દીન; માહાવીર પ્રભુજી મોક્ષે ગયારે, શીવ રમણીથી તલાલીન. શ્રી૦ ૪ અનીહાંરે સુકલ પક્ષમાં બે ભલાંરે, કેવળ સુવધીજીન ત્રીજ; દુવાદશી આરનાથ કેવળીરે, થયા પોતી મન રંગીશ. શ્રી૦ ૫ અનીહાંરે સાત કલ્યાણક એક માસમાંરે, જપતાં હોય કોડ કલ્યાણ; સુરસશી કહે બીજી ઢાળમાંરે, સાજન સુણો ચતુરસુજાણ. શ્રી જીનવરને જોઉ વારણેરે, બલીહારી કોટીક વાર. શ્રી૦ ૬

## ઢાળ ૨ જી માગશર માસની.

ભરતને પાટે ભુપતીરે, સીધી વરયા એણે ઠાગ સલુણા એ દેશી.

ભવીક જીવ તમે સાંભળોરે, કલ્યાણકનાં ભાવ સલુણા. એ આંકણી. માગશર વદ માંહી કહુરે, ચાર કલ્યાણક થાય સલુણા, સુવધી જનમ થાય પાંચમેરે; છઠે લી-

એ દીક્ષાય સલુણા. ભવીક૦ ૧ દસમે દીક્ષા મહાવીરજીરે એકાકીક સરવે જાણે સલુણા; પદમપ્રભુ મોક્ષે ગયારે; એકાદશી સુખ ગાણે સલુણા. ભવીક૦ ૨ હવે સુદનાં કહુ સાંભળજોરે, નવ કલ્યાણક થાય સલુણા; જન્મ મોક્ષ અરનાથજીરે, દશમને દીન કેહેવાય સલુણા. ભવીક૦ ૩ દીક્ષા તે સુદની એકાદશીરે, ખીજાં કલ્યાણક હોય સલુણા; જનમ દીક્ષા કેવળ લહેરે, મલ્લીનાથ ત્યાંથી જોય સલુણા. ભવીક૦ ૪ નેમીનાથ થયા કેવળીરે, પાંચે એકાદશી સાર સલુણા; ચતુરદશી સંભવ પ્રભુરે, જન્મ્યા જગત્ર આધાર સલુણા. ભવીક૦ ૫ પુનમે પ્રભુ દીક્ષા લીએરે, નવરે ભગાડી વેર. સલુણા; સુરસઠી એક માસનારે, થયાં કલ્યાંણક તેર સલુણા. ભવીક૦ ૬

## ઢાળ ૩ જી પોસ માસની.

ગન ગળનારે આસજો ઘણો. એદેશી.

કલ્યાણક તમો સાંભળો. એ આંકણી. પોસ તેમાસની ક્રસ પક્ષે, કલ્યાણક પંચ કીધ હો; દશમે પાસ જીન જનમીયા, દીક્ષા એકાદશી લીધ હો. કલ્યાણક૦ ૧ દ્વાદશી જન્મ્યા ચંદ્ર પ્રભુ, તેરસે લીધી દીક્ષાય હો; શીતળ જીનવર કેવળી, જાણો ચતુરદશી થાય હો. કલ્યાણક૦ ૨ સુદમાં પ્રભુ પાંચે કેવળી, છઠે વીમળ જીન રાય હો; નોમે સાંતી પ્રભુ થયા, અજીત એકાદશી થાય હો. કલ્યાણક૦ ૩ અ-

ભીનંદન પ્રભુ ચઉદશે, પુનમે પરમ સુજાણ હો; પોસ તે ગાસમાં દસ થયા, વદ સુદ બેઉ પરીગાણ હો. કલ્યાણ- ક૦ ૪ ગુરણું ગણનાં નવ નાંખી, દોરી મંગળ માળ હો; સુરસશી ચોથી ઢાળમાં, આણો આછો તાળ હો. કલ્યાણક૦ ૫

**ઢાળ ૪ થી માહા માસની.**

હું તો જીનવરને જાઉ વારણે, બલીહારીરે; જાઉ કોટીક વાર, જીનવરને જાઉ વારણે. એ આંકણી. માહા વદમાં કલ્યાણક જાણજો, પદમ પ્રભુજી ગર્ભ; છઠ દીન જાણ; જીન૦ જનમ્યા શીતળનાથ દ્વાદશી, એ તીથીએ; દીક્ષા પરીમાણ. જીન૦ ૧ મોક્ષ તેરશે રીખભ પ્રભુ ગયા; અમાસે શ્રી શ્રેયાંસ કેવળનાણ. જીન૦ પંચ કલ્યાણક વદમાં થયાં, સુદમાં પધારે, તેના કરૂં વખાણ. જીન૦ બલી૦ ૨ અભીનંદન જનમ બીજે થયો, વાસપુજય પ્રભુજીરે કેવળી થાય; જીન૦ ત્રીજે જનમ ધરમનાથજી જાણીએ, એ તીથીએ; વીમળ પ્રભુજી જનમ ગવાય. જીન૦ બલી૦ ૩ ચોથે વીમળનાથ દીક્ષા લીએ, જનમ અજીતનાથ આઠમ દીન હોય; જીન૦ નોમે દીક્ષા લીધી ઉછરંગથી, અભીનંદન દીક્ષા દવાદશી જોય. જીન૦ બલી૦ ૪ ધરમનાથ દીક્ષા સુદ તેરશે, સર્વ ગળીને કલ્યાણક ચોદ કેહેવાય; જીન૦ સુરસશી શંગને મંગળીક હજો, એ ધ્યાન ધરીરે, શારવે નવનીધ થાય. જીન૦ બલી૦ ૫

## ઢાળ ૫ મી ફાગણ માસની.

પરમાતમ પરમેશરૂ, જગદીસર જીન રાજ, એ દેશી.

ફાગણ વદ માંહી કહું, જીનનારે કલ્યાણ; કેવળજ્ઞાની સુપાશ થયા, પ્રભુ છઠે દીને; સાતમે મોક્ષ જાણ. ૧ ચંદ્ર પ્રભુ કેવળ લહે, તીથી સાતમ જોય; નોમે સુવધી ગર્ભ વાસ, કેવળ એકાદશી; પ્રભુ ઋષભજી હોય. ૨ શ્રી આંસ જનમ દ્વાદશી, મુનીસુવ્રત માહારાય; કેવળ એ તીથી ઉપન્યું, શ્રી આંસ પ્રભુ લીએ; તેરશે દીક્ષાય. ૩ વાસપુજ પ્રભુ જનમીયા, તીથી ચઉદસે તેહ; દીક્ષા લીએ જીનરાજ, અમાંવાશીયા તીથી; કહું સુદનાંરે જેહ. ૪ અરનાથ પ્રભુ ગર્ભે આવીયા, દીન બીજનો સાર; ચોથે ગલી ગર્ભ વાસ, સંભવ જીન આઠમે; થયા ગર્ભ આધાર ૫ મુનીસુવ્રત દીક્ષા લીએ, દ્વાદશીનેરે દીન; એ તીથી મલ્લીનાથ પ્રભુ, મોક્ષે ગયા, સુખમાં તલાલીન. ૬ પંદર કલ્યાણક થયાં, માસ ફાગણ જાણ; સુરસશીને રૂદીએ, પ્રભુ આણી વરયાં; કરજો કોડ કલ્યાણ. ૭

## ઢાળ ૬ ઠી ચૈતર માસની.

પાડલી પુરમાંરે પ્યારે. એ દેશી.

સુગુણ સલુણારે સુણજો. એ આંકણી. ચૈતર માસના.

રે જાણો, તેર કલ્યાંણક થયાં પરીમાણો; ચોથે પાસજી ગર્ભમાં વશીયા, એ તીથી કેવળ લઈ હલશીયા. સુ૦ ૧ પાંચમે ચંદ્ર પ્રભુ ગર્ભે આવ્યા, ચૌદ સુપન વાલા સુખ લાવ્યા; રીખભ પ્રભુનાંરે કહીએ, જનમ દીક્ષા આઠમ દીન લહીએ. સુ૦ ૨ ઉજળ પક્ષનારે ત્રીજે, કેવળ કુંથુનાથ લહી જે; પાંચમે મેક્ષેરે જાએ, અનંત અજીત સંભવ કેહેવાયે. સુ૦ ૩ સુમતી પ્રભુજીરે કહીએ, નોમે મોક્ષે ગયા તે લહીએ; એકાદશીનેરે દીવશે, પામ્યા કેવળ મનને ઉલસે. સુ૦ ૪ તેરશે જન્મરે પાયે, માહાવીર પ્રભુજીનો કેહેવાયે; પુનમે પદમ પ્રભુ દુખ વામ્યા, સુરરાશી કહે કેવળ પામ્યા. સુ૦ ૫

## ઢાળ ૭ મી વેશાખ માસની.

શીતળ નહી છાંયારે આ શંસારની એ દેશી.

ચતુરને વીવેકીરે સાજન સાંભળો, ગુરણું ને ગણતાં નાવ જાણો ભલો. એ આંકણી. વેશાખ માસમાં કુંથુનાથ કેહેવાયજો, પડવાને દીવશે પ્રભુ મોક્ષે ગયા; શીતળ જીનવર બીજે મોક્ષ જાયજો, પાંચમે કુંથુનાથ દીક્ષા લીએ. ચતુર૦ ગુરણું૦ ૧ શીતળનાથજી છઠે ગર્ભમાં જાણીજો, દશમે નેમીનાથ મોક્ષ રમણી વરયા; તેરશે અનંતનાથ જનમ પરીમાણજો, ચતુરદશી દીક્ષા લીએ સુભ ભાવથી. સુગણ. ગુરણું૦ ૨ એજ તીથીએ પ્રભુજી કેવળ પામ્યાજો,

જનમ્યાનો દીવશરે કુંથુનાથનો; સુકળ પક્ષના ચોથે દુખ સહુ વામાજો. અભીનંદ એકાઅવતારી ગર્ભમા વરયા, ચતુર૦ ગુરણું૦ ૩ સાતમે ધરમનાથજી ગર્ભે વખાણુંજો, આઠમે અભીનંદન મેક્ષ ગયા; એ તીથી જનમ તે સુમતીનાથનો જાણુંજો, નોમ લેઈ દીક્ષા સુખ કરણા કરી. ચતુર૦ ગુરણું૦ ૪ મહાવીર કેવળી દશમે થયા સુખ કારીજો, પ્રભુ ગરભમાં વીમળનાથ સુદ બારશે; તેરશે અજીતનાથજી ગર્ભ આધારીજો, સતરને કલ્યાણક થયાં જાણજો. ચતુર૦ ગુરણું૦ ૫ એ ધ્યાન પછી તો બહુ જન મુખીયાં અપારજો, વળી થાશે ગુરણું ગણતાં એહનું; ભવીક જીવને પળમાં ભવનો પારજો, સુરેસશી કહે શીવરમણી વેગે વરે. ચતુર૦ ગુરણું૦ ૬

## ઢાળ ૮ મી જેઠ માસની

જગપતી તુંતો દેવાધીનો દેવ, મારેતો એકજ

તું ધણી. એ દેશી.

જગપતી કેરાં કહુંરે કલ્યાંણ, જેઠ તે માસનાં જાણજો; જગપતી વદ સુદ દસ પરીમાણ, ધ્યાન શાદા ચીત આણ જો. ૧ જગપતી શ્રેયસપ્રભુ મહારાજ, છઠીને ગર્ભે પધારીયા ૨ જગપતી મુનીસુવ્રત સુખ સાજ, આઠમે રંગ વધારીયા ૨ જગપતી તે જનમ્યા શ્રેજુગ ભાણ,નોમે પ્ર-

ભુ મોક્ષે ગયા, જગપતી સાંતીના ત્રણ કલ્યાંણ, જનમને મોક્ષે કહ્યા. ૩ જગપતી ચતુરદશી દીક્ષાય, સુદનાં કહુરે હવે સાંભળો; જગપતી પાંચમે મોક્ષેરે જાય, ધરમનાથ જુગ વલ્લભો. ૪ જગપતી નોમે પ્રભુ ગર્ભવાસ, વાસુપુજ સ્વામી આવીઆ; જગપતી દ્વાદશી જન્મા સુ પાસ; ત્રીજી-આ દશી દીક્ષા સોહાવીયા. જગપતી તરણ તારણ છે ઝાંઝ, સુરસગી અરજી કરે; જગપતી કરજોરે મુજાર મેહેર, ધ્યાન માહારે રૂદીએ રહે. ૬

## ઢાળ ૯ મી અશાડ માસની

હો સાહેબજી પરમાતમ પુજાનું ફળ મને આપો એ દેશી.

હાંરે મારા આનમરામ, પરમાતમ પુજીને લાહો લીજીએ, સુભ ભાવ થકી; કલ્યાણક મંગળીકનું ગુરણું ગણીજીએ. એ આંકણી માસ અસાડ વદમાં પરીમાણો, કલ્યાણક ત્રણ થયાં જાણો, પ્રભુ ધ્યાન સદા રૂદીએ આણો. મારા० ૧ ગર્ભ રીખભ પ્રભુ ચોથે આવે, હવે વીમળનાથજી કુહેવાએ; સાતમને દીન મોક્ષે જાવે. મારા० ૨ તીથી નોમ છે મનોહરકારી, નેમીનાથ થયા વ્રતધારી; લીધી દીક્ષા હું જાઉં બલીહારી. મારા० ૩ સુદમાં કહુ તે જાણુજો રશીયા, છઠે માહાવીર પ્રભુ ગર્ભમાં વશીઆ; તીહાં માત પીતા મન ઉલશીયા. મારા० ૪ નેમનાથ પ્રભુ બાળ

અગયારી, સુભ લગન આઠમનું નીરધારી; ઉછરંગથી વ. રીયા શીવનારી. મારા૦ ૫ મોક્ષે ગયા વાસુપુજ્યસ્વામી, તીથી ચઉદશે દુખ સાધળાં વામી; વંદે સુરસશી તો શીર નામી. મારા૦ ૬

## ઢાળ ૧૦ મી શ્રાવણ માસની

પ્રભુ મોં પદ અરાડયુંરે લાલ. એ દેશી.

કલ્યાણક ગુરણું ગણોરે લાલ, ભવ ભવ સુખીયાં થાયરે સોભાગી લાલ; કલ્યાણક ગુરણું ગણોરે લાલ. એ આંકણી. શ્રાવણ વદ ગ જાણવારે લાલ, ચ.ર કલ્યાણક પાવરે સોભાગી લાલ; શ્રી અંસ પ્રભુ મોક્ષે ગયારે લાલ, તીજને દીવશ કેહેવાયરે સો૦ કલ્યા૦ ૧ અનંતનાથ ગર્ભ સાતમેરે લાલ, આઠમે જન્મા નેમીનાથરે સોભાગી લાલ; નોમે કુંથુ ગર્ભે આવીયારે લાલ, સુદનાં સાંભળો સંત સાથરે સોભાગી લાલ. કલ્યાણક૦ ૨ બીજે સુમતી પ્રભુ જાણજોરે લાલ, ગર્ભ આવ્યા સુપાર્શ્વરે સોભાગી લાલ; છઠને દીવસે દીક્ષા લીએરે લાલ, નવરે લગાડી વારરે સોભાગી લાલ. કલ્યાણક૦ ૩ મોક્ષે ગયા પ્રભુ પાસજીરે, આઠમે પામ્યા ભવ પારરે સોભાગી લાલ; પુનમે મુનીસુવ્રત કહુરે લાલ, ગર્ભ આવ્યા પરીમાણરે સોભાગી લાલ. કલ્યાણક૦ ૪ નવરે કલ્યાણક જાણજોરે લાલ, સુરસશી

ગુણ ગાણરે સોભાગી લાલ. કલ્યાણક૦ ૫

## ઢાળ ૧૧ મી ભાદરવા માસની

હાંરેમારે ઠામ ધરમના સાડા પચીસ

દેશ જો. એ દેશી.

હાંરેમારે જોષનીપાનો લટકો દાહાડા ચારજો, વીખરાઇ જાશેરે વાર નહીં કશીરે લાલ; હાંરેમારે તે માટે પ્રભુ ધ્યાંન ધરો ઉજમાલ જો, ગુરણુંરે ગણજોરે ગન ને ઉલશીરે લાલ.૧ હાંરેમારે ભાદરવાવદમાં સુણજો કલ્યાણજો, સાતમને દીન સાંતીનાથ ગર્ભમાં વસ્યારે લાલ; હાંરેમારે ચંદ્રપ્રભુજી કહીએ ચતુર સુજાણજો, એજ તીથીએ મોક્ષ ગયા મન ઉલ્લસ્યારે લાલ. ૨ હાંરેમારે આઠમને દીવશે કહીએ સુપાસ જો, ગર્ભ પધારયા ચોવડીયું રળીઆં મણુંરે લાલ; હાંરેમારે સુદની નોમે પોતો ગનની આશજો, સુવધીનાથને મોક્ષ નગર સોહામણુંરે લાલ. ૩ હાંરેમારે ભાદરવામાં ચાર કલ્યાણક થાપજો, ચતુરમે વીવેકી સાજન સાંભળોરે લાલ; હાંરેમારે ગુરણું ગણતાં પામે ભવનો પારજો, મુનષાદેહનો ભવ તેણે કીધો ભલોરે લાલ ૪ હાંરેમારે પ્રભુના ગુણને કુંણપેરે કેહેવાય જો, સેહેસ મુખે કરી સરસતી ગુરણું ગણેરે લાલ; હાંરેમારે પાર નઆવે પ્રભુ ગુણ અપારંગપાર જો, તે પ્રભુ

દીએ વ શીવા સુરસશી તણે રેલોલ. ૫

## ઢાળ ૧૨ મી આસો માસની

હો સુજનારે પ્રીતમજી પ્યારોરે હજુએના આવીયો એ દેશી.

હો સુજનારે આસોરે મહીનામાં કલ્યાણક થયાં, હો સુજનારે એક વદમાં ને એક સુદમાં શાસ્ત્ર કહ્યાં. ૧. હો હો સુજનારે અગાસની ભાવના મનથી ભાવને, હો સુજનારે નેમ પ્રભુને કેવળ દીન પંચાવને. ૨. હો સુજનારે હરી વંશ કુળ ઉપર જાઉ વારણે, હો સુજનારે નેમ નગીનો નવી પરણ્યા એ કારણે૦ ૩ હો સુજનારે શીવ સુંદરીના ઉપર સુખડા રેડવાં, હો૦રાજુલને મોકલ્યા સોક્યને તેડવા ૪ હો સુજનારે આસો સુદની પુનમ પુરણ જાણજો, હો સુજનારે ગણેકઠારી નામ તેનું પરીમાણજો ૫. હોસુજનારેનેમીનાથ પ્રભુ ગર્ભે પધારીયા. ૬ હો સુજનારે દ્વાદસમી ઢાળ ઈહાં પુરી થઈ, હો સુજનારે સુરશશીને ગુરૂ કીરપા તેથી કહી. ૭

### કળસ

આ ઢાળો ભણતાં હોય સુખ બહુ, જગત શુભ કીરતી કરે; સુખ વીલસીત સર્વ ગનાં, શીવસુંદરી સેહેજે વરે. ૧ ચીર છમછર જાણો નૃપનો, ઓગણીસેં સાલમાં; માહાસુદ પાંચમ બુધે કીધી, ઢાળો બહુ ઉલ્લાસમાં. ૨ શ્રીગાળી

ગ્રપ શાખા જેહની, રાજનગરમધ્યે રહે; હેમચંદ એ નામ કીધું, તેહને સુરસસી કહે ૩

૬૦ સમાપ્ત.

---

## પાર્સ્વનાથનુ સ્તવન

રાગ ગરબી

દુરાચારી બુધિહારી જો વિચારી, નિચ્ચે થાશેરે નઠારી ગતી તાહારી; દુખ વીદારણ માટે, તુને ભવ તારણ માટે, કહુ સુખ કારણ માટે, જોગી તુનો પારી પારી જો વિચારી કહી એક તાપસ તે તપસી કહાવે, ધ્યાન ખાતર ખનાર સીએ આવે; પંચ અગનીમાં જોડ ધીખાવે. દયા નિધી પાસ કુમાર, તેણી વાર, આવ્યા બાહાર, જોયું સાર, છે નીરધાર, ધીરી વાહાર, પરઉપગાર, શ્રીનવકાર, દીધો વારીવારી, જો વિચારી દુરા બુધિ. જો. વિ. નિચ્ચે દુખ. તુને. કહુ સુ. જોગી તુનો. ૧ તુમે જોગીના તે રીત નવી જાણો, સમજ્યા વીના ફેગ એક વગુ તાણો; શીખ દેવે ત્રણ ભુવનનો રાણો. વીના જ્ઞાન ઉપદેશ, ફોગટ વેશ, ધોળા કેશ, ખાવું એશ, ના લવલેશ, રહુ સેશ, ભુલ્યો દેશ, પાચે પેશ, ગતી સારી સારી જો વીચારી. દુરા. બુધિ. જો વિ. નિચ્ચે દુખ તુને. કહુ. જોગી તુનો. ૨ નાગ દેખી આચરીજા સરવે

થાવે, ગણીધર ઈંદ્ર પરખીએ જાવે; અશ્વસેન વાગા હરખ ન માવે. પ્રભુ પાછા વાળ્યા ઘેર, લીલા લેહેર, કીધી મેહેર, સરવ શેહેર, ઠેરોઠેર, જાણી પેર, ઝાઝુ ઝેર, તાપસ વેહેર, થયું ભાગીભાગી જો વિચારી. કુરા. બુધ્ધિ. જો વિ. નિશ્ચે. દુખ. કહુ. જોગી તુનો. ૩ વીના સમજે કુકર્મ આવાં કીધાં, પ્રાશ્ચિત પાપનાં તે આપ શીર લીધાં, અભેદાન કોય જીવને ન દીધાં, તાહારૂ કીમ થાશે કલ્યાણ. અંતર આણ, નરક ખાણ, જાશ્ત્રા જાણ, નહીં સુખ માણ, થાશે હાણ, લેશે પ્રાણ, જમરા બાણ, મોટા ગારી ગારા જો વિચારી. કુરા. બુધ્ધિ. જો વિ. નિશ્ચે. દુખ. કહુ. તુને, જોગી તુનો. ૪ પ્રભુ દીક્ષા અવસર જીહાં આવે, તાપસ મરી મેઘમાળી સુર થાવે; ઉપસર્ગ ઘણો મેઘ વરસાવે; પાસ કુમાર પુરંદરશી. ઠાકર કશી, ગાણી ઘશી, આવ્યું ખશી, નીહચળ વશી, રક્ષા કશી, ગાવે હશી, સુરસંશી, ખસીહારીહારી જો વિચારી. કુરા. બુધ્ધિ. જો વિ. નિશ્ચે. દુખ તુને. કહુ. જોગી તુનો ધારી ધારી જો વિચારો. ૫

---

# વિવેક વિલાસનો શલોકો

સરસતી માતા તુમ પાએ લાગુ, દેવ ગુરૂ તણી આગના માગુ; કાયાનગરીનો કહુ સલોકો, એક ચીતથી સાંભળજો લોકો ૧ નગરી અનોપમ અતી ઘણી સારી, માંહી વસે છે મોહોટા વેપારી; દસ દીવાન ચતુર સુજાણ, તેનાં નામનાં કરૂં વખાણ. ૨ પ્રાન આપન ઉદાન કહીએ, સમાન વાન પાંચમો કહીએ; નાગ ધન જે દેવ દેન કહ્યા, કુર કુળંકર ગદથી એ થયા. ૩ પાંચ ઈંદ્રીઓ ખાસા પરધાન, મન બળ વચન બળ કાયા બળ જાણ; સાસો સાસને આવખું લઇએ, એ દશે પાણ કાયામાં કહીએ. ૪ પાંચ પરોધર બુદ્ધિના ભારી, નગરીની શોભા વધારે સારી; કાયા માંહીછે તત્ય ને પ્રાણ, ઓળખી લેજો ચતુર સુજાણ. ૫ જળ પૃથ્વી ને વાયુ આકાશ, પાંચમો કહીએ તેજ આકાશ; નીશ દીન ભલી ચાકરી કરે, ખાવનની આણ શીરપર ધરે. ૬ એકેક સાથે જમાદાર પાંચ, ખાએ નહીં લાંચ લોહી કફ પીત; વરજ કહીએ, પરશેવો પાંચે જળનાં કહીએ. ૭ હાવે ત્રથવીના કહુ તે ધારો. શ્રોતા સાંભળી દીલમાં ઉતારો; ચામ હાડ ને માંસ રૂવાંટા, નસો એ પાંચે જુજવા સાંઠા. ૭ ઊંઘ આળસ તરસ ભુખ, કાંતીએ પાંચ માગે છે સુખ; એ પાંચ આણા તેજના ભરે, નીશદીન

ચાકરી બરાબર કરે. ૮ બગ પ્રતક્ષ થાગ નાક્ષગ કહેછે, સંકોચર વાયુ હુકમમાં રેહેછે; રાગ દ્વેષ મોહ લોભ અ-હંકાર, એ પાંચે કહ્યા કાસર સાર. ૯ નગરીના ધણી સો-હમજી રાખી, મન રાજાને જ્યારે આપી; મન બુદ્ધિ ચીત અહંકાર ચારે, ભેળા બેશીને મનસુબો ધારે, ૧૦ પચરંગી બંગલો દશ દરવાજા, રાજ્ય કરે છે ત્યાં મનરાજા; બહુ બળીયો જેનું જોર છે ભારી, તેથી રહ્યા ઇંદ્રાદીક હારી. ૧૧ દેવ દાનવનું કાંઇ નવ ચાલે, મોહોટા મુછાળા હામ ન ઘાલે; એવા જોરાવર જાલમ કહીએ, જેના પ્રાક્રમનો પાર ના લહીએ. ૧૨ બેટા બેટીઓના વસ્તાર ભારી, મન રાજા ને ઘેર દો નારી; પાટ ઠકરાણી પરવરતી કહીએ, જેનું ચ-રીત્ર તો ત્રણલોકે લહીએ ૧૩ જેના પ્રાક્રમથી રાજા લોભાય, અણમાનીતીને મોઢાલે નવ જાય; અણમાનીતીનું ભારે છે કામ, નીરવરતી રાણી જેનું છે નામ. ૧૪ પરવ-રતી સાથે રાજા રમે છે, નારા દીન રાણી મનમાં ગમે છે; રાણીને ઝાઝી રાજાથી માયા, એમ કરતા પાંચ દીકરા જાયા. ૧૫ તે ઉપર એક બેટી ત્યાં જાણી, છે કુરજાન જાણવા પ-રવરતી રાણી; પાંચ પુત્રને રાજા પરણાવે, એકેકી કન્યા મન ગમતી લાવે. ૧૬ પાંચ બેટાના કહુ છું નામ, બહુ બળીઆ જેનું જોરાવર ઠામ; વડેરો બેટો મોહજી કહીએ, કામ ને ક્રોધ તીસરો લહીએ. ૧૭ લોભ માન એ પાંચેરે

ગાઈ, આશા બહેની એ છની સગાઈ; મોહ રાજાને કુ·
મતી નારી, પાંચ બેટા ને બેટી એક સારી. ૧૮ અચેત
અજ્ઞાન શોક ને ધોખ, પરદ્રોહી પાંચે ભાઈનો થોક; ભી·
ખ્યા નામે તે કુંવરી જાણી, છએની માતા કુમતી રાણી.
૧૯ કામનાનેરો મોહનો ભાઈ, રતી સ્ત્રીથી કીધી સ
ગાઈ; પાંચ બેટા પણ રતીને થયા, મદ મછર ઉન્માદ ક-
હ્યા ૨૦ ચોથો દીકરો અંધક લહીએ, હંસા પાંચમો ભાઈ
તે કહીએ; વીખીયા બેટી પાંચેની બહેની, લાજ ના રાખે
જગતમાં કેની. ૨૧ ત્રીજો નાનેરો લાડકવાયો, ક્રોધ પર
વરતી કુખેથી જાયો; હંસ્યા નારી તો તેને પરણાવે, પાંચ
બેટાને બેટી એક થાવે. ૨૨ કવચન અહંકાર મુગત
ને ઈરખા, રીસાળો ભાઈ પાંચે એ સરખા; અદયા નામે
છે પાંચેની બહેની, દયા ન આણે જગતમાં કેની. ૨૩
ચોથો લોભ તે જગત વીખીયાતો, ત્રશ્ના નારીયા ફરે નીત
માતો; પાંચ બેટા તે ત્રશ્નાના થાય, લાલચ ચાહ ને પ્રહ
કેહેવાય. ૨૪ અચેત સવારથ માડીના જાયા, મમતા બે
હેનથી સરવેને માયા; માન પાંચમો નાનેરો ભાઈ, અ·
માવતી સાથે કીધી સગાઈ. ૨૫ પાખંડ પડપંચ અસુધ્ધ
ધુત, કબુદ્ધિ પાંચે ભાઈ કબુદ્ધિ જુથ; છઠી દીકરી આમણા
કહી, આગાવતી રાણી કુખેથી જાઈ. ૨૬ બેટાને ઘેર બેટા
ત્યાં કીધા, સરવાળો ત્રીસ એકઠા લીધા; અટ દીકરી વહુ

પારૂ પાંચ, જાતી ન શકે આપી કોઇ લાંચ. ૨૭ એકતાળી જાણનું હેતજ એવું, સરવે જગતને વખાણ્યા જેવું; રાણી પરવરતી સરવેને જોતી, કુંવરી આશાછે પીયર પનોતી. ૨૮ કુંવરી વિચારે ધન મુજ અવતાર, પાંચ ભાઇઓને ઘેર-વતાર; ત્રણ જગતમાં ગાહાંરી વડાઇ, માહા બળીયા જોધા માહાગાછે ભાઇ. ૨૯ પચીશ જાતરી જગતમાં ગાહાવે, તે આગળ કોઇનું જોર ન ચાલે; ભાભીઓ પાંચ પરીબળ રાગ્રુ, પાંચ જાનરીજી કામ છે કાજું. ૩૦ એતો પરીવાર કહ્યો ભલેરા, હવે સાંભળો નીરવરતી કેરા; એક દીન રાજા તતપર થયા, અણગાનીતીના મોહોલે ત્યાં ગયા. ૩૧ દેખી સું દરી પામ્યા વીસરામ, આતો ઠરવાનો દીસે છે ઠામ; એવું જાણીને તીહાંજ રહ્યા, નીરવરતીને પણ દીકરા થયા. ૩૨ પાંચ દીકરા ઉપર એક બેટી, જેવી રતનની ભરેલી પેટી; દાન પુન્ય ને ધરમના તાજા, પ્રથમ હુવા વિવેકી રાજા. ૩૩ સુભ શીળ ને સંતોષ કહીએ, પાંચમો ભાઈ વઇરાગ લહીએ; અણઆશા નામે બેટી સવાઇ, જેહના માહા બળીયા સમરથ ભાઇ. ૩૪ જે કોઇ અણઆશા કુંવરીને વરીયા, તેતો ભવસાગર ક્ષણુંમાં તરીયા; આશા છાંડી તે અણઆશા આણે, તેતો અક્ષયપદ મોહોલમાં માણે. ૩૫ જેહના ભાઇઓની આબરૂ રાખી, સાંર સ્વાસામાં રાખે નાહી બાકી; સારવે રીઝીને એવુંજ આપે, જન્મ મરણનું

સૌ૨ટ કાપે ૩૬ કુંવરી આણુઆશા પીયર પનોતી, પતી વ્રતા ધર્મ પાળે નીજ સતી; તેહના પીયરના કહુછું નામ, શ્રોતા સાંભળજો થઇ સાવધાન. ૩૭ વીવેક રાજાને સુગતા છે રાણી, જેહની વારતા સાસ્ત્રે વંચાણી; પાંચ દીકરા પ્રસવ્યા સારા, મુખથી બોલે આધીન ધારા; પેહેલો ગ્નાનને પરકરા બીજો, સચેત કુંવર જનમ્યો છે ત્રીજો; ભાવનીતી એ પાંચ પ્રમાણો, સરધા કુંવરી છઠી એ જાણો. ૮૩ બીજો કુંવર વીચાર કહીએ, સુબુધી રાણી પાર ન લહીએ; જેહની કુખે તે પાંચ જણ થયા, અકળ અકામ ઉદાસ કહ્યા. ૩૯ સુગ્રી સુક્રીત પાંચ એ ભાઇ, જુગતી નામેતો કુંવરી જાઇ; ત્રીજો કુંવર સમીત છે ડાહ્યો, ખીમા રાણીને પાસે ધ્યાયો. ૪૦ વને સહન દયાને મુની, ગંભીર ગરજ રાખે નહીં કુની, દીનતા નામે કુંવરી ડાહી જેહના બહુ ગુણી પાચે છે ભાઇ. ૪૧ ચોથો કુંવર સંતોષ જેને, સાંતી નામે તો રાણી છે જેને; પાંચ કુવર રાણીએ જાયા, ત્રણ જગતમાં ન જાએ વાહાયા. ૪૨ સંત ચારજ ને વિચારા કહીએ, ચોથો નીસરે કુંવર લહીએ; પાંચમો કુવર કુરણાવંતજાણું, સખી નામે તો કુંવરી વખાણું. ૪૩ વૈરાગ નાનો પાંચમો ભાઇ, શોભા શી કહુ વરણવી ન જાઇ; જેની કીરતી ત્રીલોકે જાણી, વિદ્યા સરખી તો જેને ઘેર રાણી. ૪૬ સામદમ સંજમ સુરગત જેહેની, કંત વીર

ઉદાશ વાત છે તેહેની; સરસતી કુંવરી ગુણ બહુ કહ્યા, જેની કીરપાથી પુરવધર થયા. ૪૭ એ સાઉ પરીવાર ની રવરતી કેરા, સ્ત્રી પુરૂષનો રંગ ભલેરા; એવું કુટુંબ કહાવે જેને, પારંગત થાવે વાર શી તેને. ૪૮ નીરવરતી કેરા સરવાળો કીધો, એકતાળી જણનો બેઆજ લીધો; ત્રીશ મરદ ને અગીઆર નારી, સાંભળી વાત રાજા વિચારી. ૪૯ બેઉ શોક્યોનો વસ્તાર જાણું, કુંવર કુંવરીયો સારખી વખાણું; એકતાળી હુતો બ્યાશી કહેવાય, બેઉનો પરીવાર એટલો થાય. ૫૦ બંને શોક્યો ને તીસરો રાજા, સુખ ભોગવે રહે નીત તાજા; પંચાશી જણ જગતમાં કેહે છે, કાયા નગ્રીમાં એકઠાં રેહે છે. ૫૧ એક દીન બેઉ શોકે કીધી લડાઇ, મીરો બંધાઇ સામ સામી ભાઇ; પરવરતી કુટુંબ એક પાસા થયું, નીરવરતી કુટુંબ સુભાગે રહ્યું. ૫૨ બાંધ્યા મોરચા લડવાને સારૂ, કીધી સામગ્રી ગોળાને દારૂ; શાઉના દાદાજી મનાજ કહ્યા, પરવરતી પુત્ર શંગાથે ગયા. સઉનો ઇશ્વર છે આતમરામ, સાક્ષી રહીને જુવેછે ઠામ; આતમરામે દીલમાં એમ ધાર્યું, ધરડે બુટાંમણી કીધું છે બારૂ. ૫૪ માનીતી કેરે વશજ થયો, માટે કુંવરની સંગાતે ગયો; એવું ના ઘટે ઘરડાને કરવું, અણમાનીતીના કુંવરથી લડવું. ૫૫ માટે આપણે તીહાં નહી જાવું, અણમાનીતીના કુંવર તરફ થાવું; વિવેકશેનને ધીરજ આપી, લડાઇ કરવી

મુકરર થાપી. ૫૬ તમારી તરફ અમો રહીશું, મન રાજા-
થી જુદ્ધ કરીશું; નીરવરેતી સુત તતપર થયા, હથીયાર
લેઇ મોરચે ગયા. ૫૭ રણ સંગ્રામ રોપ્યો છે ભાઇ, કેવી
થાયછે જુવો લડાઇ; માનીની તરફથી મનજ ચડ્યા, તતક્ષણ
આવી મોરચે અડ્યા. ૫૮ વીવેક વિચાર ઉભા છે ભાઇ.
આતમારામે કીધી ચડાઇ; ચડી મોરચા આગળ આવે,
તોપો નાળો ને બંદુકો લાવે. ૫૯ મન ગાહાબળીયો
જોદ્ધો કેહેવાય, જેનો તાપ તો નવી સેહેવાય; મનરાજાએ
તોપ હલાવી, આતમારામ ઉપર ચલાવી. ૬૦ છુટે ગોળા
ને ભડાકા થાય, કાહ્યર કેરા તો ઠરે નહી પાય; ભાલા બ
રછી ને કમાને તીર, જાળવી લેછે આતમ વીર. ૬૧ ખાંડા
ખંજરના ઘાવ કરેછે, કટારાના ઘાવ અતી ભારે છે; ઘોપ
ખપુવાને કટારાં ઘાવ, આતમારામ જાળવે દાવ. ૬૨ પાછે-
રો જઇ આઘેરા આવે, આતમા ઉપર ઘાવ ચલાવે; ન
વાગે તીર ન વાગે ગોળી, ફરીથી આવ્યો બરછીજ તો-
ળી. ૬૩ નહી મુકુ હવે એમ વદેછે; આતમારામ ખડખડ
હસે છે, થાકચો મનરાજા ઘાવજ કરી, પાછો ગયો ત્યાં
મોરચે ફરી. ૬૪ કરે વિચાર હવે કેમ થાશે, આતમારામ
કેમ જીતાશે; માહારા જોરથી કોઇ નવ રહ્યા, મોહોટા
મુછાળા ઉડીને ગયા. ૬૫ દેવ દાણવ સરખાને હણું, ઈં-
દ્રાદીક કેરો ભાર ન ગણું; કહીકને કીધા ધુળજ ભેળા, આજ

શું થયું હાલી કેમ વેળા. ૬૬ મન જાણે જે પાછો કેમ ભાગુ, માહારા જોરને ખાંપણ લાગ્યું; તતક્ષણ ત્યાંથી ઘોડો ચલાવ્યો, આતમારામ નજીક આવ્યો. ૬૭ ઉપરા ઉપર કરે છે ઘાવ, કાંઇ નવ ચાલે મનનો દાવ; આતમારામ ધીરજ લાવી, જ્ઞાનની કુપતી તીહાં ચલાવી. ૬૮ ખાગા ખંજરનો ઘાવ ત્યાં કીધો, થયો ઘાયલ પકડીને લીધો; અવળે મુશકે બાંધે જેમ ચોર, મનનું તીહાં ચાલે નહીં જોર. ૬૯ બહુ જોરાવર જોદ્ધો વશ કીધો, જીતનો ડંકા નગારે દીધો; એવું જોઇને થરથર છાતી, પરવરતી સુતની આંખ ત્યાં ફાટી. ૭૦ માહા બળીયો મોહ ચડીયો છે ત્યાંહી, ઝટપટ કુણ ઝીલે ત્રીલોક માંહી; આણી કોરાથી વીવેક ચડાયા, બંને આવીને મોરચે અડીયા. ૭૧ ઘણું ઘમશાન ચાલી લડાઇ, સામા સામી ત્યાં આફૂરે ભાઇ; સ્ત્રીએ સ્ત્રી અને બેટીએ બેટી, પેહેર્યાં બખ્તર જુદ્ધમ પેટી. ૭૨ સામાં સામી ત્યાં કડાકા થાય, જુધ્ધનો વરણવ કર્યો નવ જાય; અન્યો અન્યથી બળીયા બહુ સુર, જેવું સાગરનું ચડતું પુર. ૭૩ સામા સામી ત્યાં પ્રગટ્યું છે વેહેર, જેમ પવનને સાગરની લેહેર; મીથ્યા સામને પાપ લડાઇ, સોકના સામો ભાવ વડાઇ. ૭૪ જ્ઞાનના સામો અજ્ઞાન આવે, સુમતી કુમતીને પાછી હઠાવે; અચેત ચેતના સામો અડે છે, બાધે પ્રકાશ સામો ભડે છે. ૭૫ સમઝદ્રોને

હઠાવે જીરૂં, કેમ વિચાર આકૂળે તીહાં; જુગતીના સા-
મી વીચ્ચીયા કેહેવાયે, સુનીત સામો મદ ચડી આવે. ૭૬
મછર સામો લાજ ત્યાં કહીએ, હંસ્યાના સામો શંજમ
લહીએ; અધીક કરતાં અકલજી બળીયા, અકામ ભાઈએ
કેન્માદ છળીયા. ૭૭ ખીમા હંસાને પાછો હઠાવે, શીયળ
ક્રોધને બાંધીને લાવે; દયા નીર્દયને હઠાવે ઝટમાં, મુની ક-
ષ્માન ઉતારે ઘટમાં. ૭૮ અહંકાર માફ વીનયથી ગાજે,
રીસ સહનને પાચે ત્યાં લાજે, દોષ સુમતાની આગળ નવ
રાસે, ગંભીર ઇરખ્યાને કેદમાં ઘાલે. ૭૯ સંતોષ આગળ
નહીં ઉપાય, લાભ બાપડો નાશીને જાય; અભીમાનનું
ચાલે નહીં કશ્યું, ઉદાશ આગળ જાણવો પશું. ૮૦ વરકત
આગળ ધુરકતના વાંક, વઇરાગ આગળ ડંભજી રાંક;
વાણી સારતાં બ્રમણા કોહોના, રામદગ આગળ પડપંચ
શાનો. ૮૧ ન્યાસ આગળ નહીં પાખંડ ભારે, શુધ્ધ આ-
ગળ અશુધ્ધ હારે; સાચ જુઠને રાધ્યે વેહેર, જુઠ હારે
તો મંગળીક ઘેર. ૮૨ કુંવરી અણઆશા જોરાવર ભાઈ,
તે આગળ આશા રહી છે હારી; કેટલાં કહું પાર ન આવે,
જુધ્ધ સંગ્રામ ભલો મચાવે. ૮૩ આખર જીત નીરવરતી
કેરી, જેના પર જ છે અતી ભલેરી, પરવરતી સુતને જે-
ણેજ ઝીખ્યા, ભવસાગર માંહી કદી નહીં દાબ્યા. ૮૪ જે

જગ માનીતી સુતને જઇ મળીયા, તેતો દાવાનળ દુખ.. જઇ ભળીયા, એવું જાણીને અભીમાન આવું, પ્રતક્ષ વાત ડાપામાં જોવું. ૮૫ દેવતા માગે મનુષ અવતાર, તે નરૂ આપણ પામ્યા નિરધાર, માટે નીરવરતી સુતને જઇ મળવું, પરવરતી કુંવર સંગાતે લડવું. ૮૬ પુરવે એ કુંવર સંગાતે લડ્યા, તેતો ગ્રંથાદીક પુસ્તકે ચડ્યાં; રખે અંદેશો મનમાં કોઈ રાખો, છએ શાસ્તર પુરે છે સાખ્યો. ૮૭ સેષ સરસતી પાર ન પાવે, તો કવીની બુધિ કેમ કરી ગાવે; પુરો સલોકો કીધો આ ડાગ, હવે કહુછું કવીનું નામ. ૮૮ ઓગણીસે ત્રણનો માગશર માસ, સુકલ પક્ષનો દીવશ ખાસ; તીથી તેરશ મંગળવાર, કરયો સલોકો બુધિ પ્રકાર. ૮૯ શેહેર ગુજરાત રેહેવાશી જાણો, વીશાસરમાળી નાત પરીમાણો; વાઘેસ્વરીના પાળમાં રેહે છે, જેવું છે તેવું સુરસ શી કેહે છે. ૯૦ નથી જાણતો ગણ ને ભેદ, કોઇ કરશોમાં મુજપર ખેદ, કવીજન આગળ માહારી શી મતી, દોષ ટાળશે માતા સરસતી. ૯૧ સુત્ર સીધાંત નથી હું ભણ્યો, જાડા રેશમનો દોરડો વણ્યો, વાત સાચીછે ડાપામાં જોજો વિવેકી પુરૂષો વિચારી જોજો. ૯૨.

સમાપ્ત.

# જાહેરખબર.

સરવે જૈન ધર્મના શોખીન સાહુકારોને ખબર આપવામાં આવે છે કે. આ પુસ્તકનું નામ અમોએ સુરસરી (દેવચંદ) કૃત રાખેલું છે કારણ કે આ પુસ્તકમાં ફક્ત તેનાંજ બનાવેલા. ચોવીશીનાં સ્તવનો, શાસવતા જીંનની ઢાળો, ગાસરો, કલ્યાણકની ઢાળો, સ્તવન તથા વિવેકવિલાસના સલોકો છે. અને તે સુરસરી એટલે શ્રી રાજનગરના રેહેવાશી એક વીસાશ્રીમાળી શ્રાવક નામે દેવચંદ પુંજાસા હતા તેમણે બનાવેલાં અમારા ગીતોને વાંચવા અને સાંભળવાથી ઘણાજ રસીક અને અનુભવી માલમ પડવાને લીધે તે છાપી પ્રસિદ્ધ કરવાને અમને ઘણાજ દીવસથી ભલામણ કરેલી પરંતુ તેનું પુસ્તક અમારે હાથ લાગેલું નહી પણ હાલમાં તે વિચાર પાર પડવાથી અમોએ તે છાપી પ્રસિદ્ધ કરયું છે. માટે તેના કદર શાહગ્રાહકો અમોને સારી મદદ આપશે એમ આશા છે. અને આ શિવાય કેટલાક નવી જાતનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો અમારો વિચાર છે તેમાં આ પહેલ વેહેલોજ છે માટે તેમાં સારી રીતે મદદ મળેથી અમો બીજાં પ્રસિદ્ધ કરીશું.

આ શિવાય જે જાતનાં પુસ્તકો, જૈન ધર્મનાં, કાઈ યદાઓ, વારતાઓ વીગરેનાં જે જોઈશે તે અમારે ત્યાંથી એટલે ચંદ્રોદય પ્રેસમાંથી આજવાબી કીંમતથી મળશે. અને તે ચોપડીઓનું લીસ્ટ અમોએ બનાવેલું છે તે જેને જોઈએ તેણે મંગાવી જોવું.

સહી. કાળીદાસ સાંકળચંદ.